। અર્હં ।

# વિશ્વપ્રાણ શ્રીનવકાર

•


લેખક

શ્રી મફતલાલ સંઘવી


•

મૂલ્ય એક રૂપીઆ

# પુરોવચન

શ્રીનવકાર એ યોગ અને અધ્યાત્મ બંનેથી ભરેલો છે 'નમો' પદ યોગનુ બીજ છે 'અરિહંતાણ' આદિ પરમેષ્ઠિવાચક પદો અધ્યાત્મના બીજ છે યોગ ચિત્તસ્થૈર્ય રૂપ છે અધ્યાત્મ ચિત્તવિશુદ્ધિરૂપ છે શ્રીનવકારના એક નિષ્ઠાપૂર્વકના જાપથી ચિત્તની વિશુદ્ધિ પણ થાય છે અને ચિત્તની એકાગ્રતા પણ સધાય છે

પંચપરમેષ્ઠિમા સ્વ-આત્મા અને સ્વ આત્મામા પંચપરમેષ્ઠિ દેખાય ત્યારે શ્રીનવકાર સિદ્ધ થયો સમજવો એ જ રીતે સર્વ જીવોમા પોતાનો આત્મા અને પોતાના આત્મામા સર્વ જીવો દેખાય ત્યારે સામાયિકનો અભ્યાસ સિદ્ધ થયો માનવો

શ્રુતધર્મનો સાર શ્રીનવપદમા આત્મા અને આત્મામા શ્રીનવપદ જાણવા તે છે

ચારિત્રધર્મનો સાર સર્વ જીવોમા પોતાનો આત્મા અને પોતાના આત્મામા સર્વ જીવોને જોવા તે છે બંને પરસ્પરપૂરક એટલા માટે છે કે નવપદ સામાયિકમય છે અને સામાયિક અંતે નવપદમય છે એ રીતે પરસ્પરનો અંતર્ભાવ કરી જાણે તે જ્ઞાની, ગીતાર્થ અને શાસ્ત્રજ્ઞ છે અને તેણે જ રત્નત્રયીનો સાર મેળવ્યો છે રત્નત્રયીનું ફળ પ્રાપ્ત કર્યું છે

# પુરોવચન

શ્રીનવકાર એ યોગ અને અધ્યાત્મ બંનેથી ભરેલો છે 'નમો' પદ યોગનુ બીજ છે 'અરિહંતાણ' આદિ પરમેષ્ઠિવાચક પદો અધ્યાત્મના બીજ છે યોગ ચિત્તસ્થૈર્ય રૂપ છે અધ્યાત્મ ચિત્તવિશુદ્ધિરૂપ છે શ્રીનવકારના એક નિષ્ઠાપૂર્વકના જાપથી ચિત્તની વિશુદ્ધિ પણ થાય છે અને ચિત્તની એકાગ્રતા પણ સધાય છે

પચપરમેષ્ઠિમા સ્વ-આત્મા અને સ્વ આત્મામા પચપરમેષ્ઠિ દેખાય ત્યારે શ્રીનવકાર સિદ્ધ થયો સમજવો એ જ રીતે સર્વ જીવોમા પોતાનો આત્મા અને પોતાના આત્મામા સર્વ જીવો દેખાય ત્યારે સામાયિકનો અભ્યાસ સિદ્ધ થયો માનવો

શ્રુતધર્મનો સાર શ્રીનવપદમા આત્મા અને આત્મામા શ્રીનવપદ જાણવા તે છે

ચારિત્રધર્મનો સાર સર્વ જીવોમા પોતાનો આત્મા અને પોતાના આત્મામા સર્વ જીવોને જોવા તે છે બંને પરસ્પરપૂરક એટલા માટે છે કે નવપદ સામાયિકમય છે અને સામાયિક અતે નવપદમય છે એ રીતે પરસ્પરનો અંતર્ભાવ કરી જાણે તે જ્ઞાની, ગીતાર્થ અને શાસ્ત્રજ્ઞ છે અને તેણે જ રત્નત્રયીનો સાર મેળવ્યો છે રત્નત્રયીનુ ફળ પ્રાપ્ત કર્યું છે

ધર્મ કરનારનુ ધ્યેય, પોતાના એકલાનુ શ્રેય સાધવાનુ હોય ત્યા સુધી તે ધર્મમા પ્રાણ આવતો નથી જ્યારે સર્વના સુખનુ, સર્વના મોક્ષનુ ધ્યેય તેમાં ભળે છે, ત્યારે તે ધર્મ પ્રાણવાન બને છે એ ધ્યેય મિથ્યા નથી કેમ કે એવા ધ્યેયવાળા મહાસતોના પ્રભાવે જ પોતે ધર્મ પામ્યો છે બીજાઓની સદ્‌ભાવનાઓથી આપણે આટલા ઊંચે આવ્યા છીએ હવે ત્યાંથી ન પડવા માટે અને આથી વધુ ઊંચે ચડવા માટે બીજા બધાના સુખનુ ધ્યેય એ ફરજરૂપે થઇ પડે છે, જો એ ધ્યેય રાખવામા ન આવે તો, કર્તવ્યથી ચૂકાય છે બીજાઓ વડે થએલા ઉપકારોનુ વિસ્મરણ થાય છે, કૃતઘ્નતાભીન સ્થિતિ આવે છે તેનાથી બચવા માટે સદ્ધર્મના સામગ્રી પામેલા પ્રત્યેક આત્માનુ બીજા સર્વના કલ્યાણને ચાહવાનુ, સર્વને સદ્‌ભાવ આપવાનુ કર્તવ્ય થઇ પડે છે

કુટુંબનો નાયક કુટુંબ માટે, દેશનો નાયક દેશ માટે, તેમ ધર્મનો કરનાર સર્વ જીવો માટે ઝૂઝે છે અર્થાત્ સર્વના હિતની લાગણી સહિત ધર્માનુષ્ઠાન કરે છે એથી પોતાને અવશ્ય ફાયદો થાય છે, સાથે બીજાઓને પણ લાભ થતો રહે છે કેમ કે તે વડે સદ્‌ભાવની પવિત્ર લાગણી ફેલાય છે તથા બીજાઓને પણ પરાર્થપરાયણતાનો આદર્શ મળે છે

'વિશ્વપ્રાણ શ્રીનવકાર' નામના આ પુસ્તકમા લેખકે આ દિશામા ઉત્તમ માર્ગદર્શન આપ્યુ છે તેને ફરી ફરી વાચવાથી યોગ્ય આત્માઓને પરમાર્થપરાયણતામા આગળ વધવાનુ અને સ્વાર્થપરાયણતાથી પાછા હઠવાનુ અપૂર્વ બળ

મળવા અને શ્રીનવકારની સાધનામાં અપૂર્વ પ્રાણ પૂરાવાનો સંભવ છે

અંતરાત્માની ભાવુકતાથી લખાયેલ આ પુસ્તકના વાચન-મનન વડે શ્રીનવકારની તાત્વિક અને સાત્વિક આરાધનામાં ભવ્ય જીવોનો વેગ વધો એ જ એક શુભાભિલાષા

વિ સં ૨૦૧૭
ફાગણ વદી ૫
ભીલડર
(રાજસ્થાન)

—પં. ભદ્રંકરવિજય.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ—પંક્તિ | અશુદ્ધિ—શુદ્ધિ |
|---|---|
| ૩૫ – ૪ | વર્ષની – ધર્મની |
| ૪૩ – ૧૭ | વે – વેઠ |
| ૫૫ – ૨ | કુગ્ગા – ફુગ્ગા |
| ૫૭ – ૧૦ | કથા – કથા |
| ૫૮ – ૧૯ | સવાય – સિવાય |
| ૮૮ – ૧૬ | બીજો – બાજો |
| ૧૧૮ – ૧૧ | અયથાથ – અયથાર્થ |
| ૧૫૧ – ૧૭ | વસવાની – વસવાના |
| ૧૫૮ – ૧૭ | અધિકર – અધિકાર |

# પ્રાસ્તાવિકમ્

## અર્હં

શ્રીજિનેશ્વર ભગવંતોએ કહેલા આગમમા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ એ છ દ્રવ્યોનુ નિરૂપણ છે જગત આ છ દ્રવ્યમય છે તે છમા કાળ ઉપચરિત છે, શેષ પાચમા ધર્મ અધર્મ અને આકાશ એક એક છે અને જીવ તથા પુદ્ગલો અનંત અનંત છે પુદ્ગલના અંશો જુદા પડે છે અને પુન જોડાય પણ છે ત્યારે ધર્મ, અધર્મ અને આકાશનો એક પણ પ્રદેશ જુદો પડતો નથી, તેમ પ્રત્યેક જીવના અસખ્ય પ્રદેશો હોય છે તેમાથી પણ કોઇ આત્મપ્રદેશ જુદો પડતો નથી તે ચારે દ્રવ્યો અખડ રહે છે

પ્રત્યેક દ્રવ્યનો મૂળસ્વભાવ સ્વ સ્વરૂપમા રહેવાનો છે તેથી ધર્માસ્તિકાય વગેરે ત્રણ પોતાના સ્વભાવને કદી છોડતા નથી જીવનો સ્વભાવ પુદ્ગલ સયોગથી અવરાઈ ગયો છે તો પણ તે પોતાના સ્વભાવને પ્રગટ કરવાના પ્રયત્નો કરે છે તેનો સ્વભાવ સજાતીય જીવદ્રવ્યોની સાથે મળીને રહેવાનો હોવાથી જીવ જીવની સાથે મળવાના પ્રયત્નો તે કરે છે

જળના પ્રત્યેક બિંદુઓ ભિન્ન છતા સમુદ્ર વગેરેમા તે એવા મળી જાય છે કે તેની ભિન્નતા શોધી શકાતી

નથી આવુ મિલન કરવા માટે જળને કોઇ પ્રયત્ન કરવો પડતો નથી સ્વભાવથી જ અન્ય જળબિંદુઓ સાથે તે એ રીતે ભળી જાય છે

જીવનો સ્વભાવ પણ અન્યજીવોની સાથે ભાવથી ભળી જવાનો છ તેથી સિદ્ધો પરસ્પર એવી રીતે ભ્યા છે કે તેઓની ભિન્નતા શોધવી દુષ્કર છે આ કારણે સ સારી જીવ પણ વિવિધ ઉપાયોથી અન્ય જીવોની સાથે જોડાવાના પ્રયત્નો કરે છે જોડાવાથી આન દ અનુભવે છે જીવને જુદા પાડનાર જડનો સ યોગ છે, તેથી જીવ મૈત્રી આદિથી જેમ-જેમ અન્ય જીવોની સાથે ઐક્યતા સાધે છે તેમ તેમ તેના અનાદિ જડ સ બ ધો તૂટવા માડે છે એથી વિપરીત જીવ જ્યારે મલીનસ્વાર્થને વશ બની અમૈત્રીભાવ સાધે છે, ત્યારે ત્યારે નવા નવા જડના બ ધનોથી તે બ ધાય છે માટે મૈત્રી આદિ શુભભાવો દ્વારા અન્ય જીવોની સાથે મિલનનો ભાવ પ્રગટાવવો એ તેનુ મુખ્ય અને પવિત્ર કર્તવ્ય છે આ મિલનનો ભાવ જ્યારે પરાકાષ્ઠાએ પહોચે છે ત્યારે જડનો સ બ ધ સર્વથા તૂટી જાય છે અને જીવ જીવ મટીને શિવ બને છે, સમગ્ર સાધનાના અ તિમ ફળને પ્રાપ્ત કરે છે

સિદ્ધભગવ તો સદાકાળ સહજસમાધિજન્ય અન ત સુખને અનુભવે છે, તેમા મુખ્ય હેતુ તેઓની સાથેનો જડનો સ બ ધ તૂટી ગયો તે છે એમ પણ કહી શકાય કે ભૂતકાળમા મૈત્રી આદિ શુભભાવોના સતત અભ્યાસથી

તેઓએ અન્ય જીવોની સાથે એવુ ઐક્ય સાધ્યુ કે જડનો સબધ તેઓની સાથે ટકી શક્યો નહિ અને એ ભાવોના પરિપાકથી વૃદ્ધિ પામતો ચૈતન્ય સાથેનો સબધ એવો દૃઢ બનતો ગયો કે પરિણામે જ્યોતિમા જેમ જ્યોતિ મળી જાય તેમ અનત જીવોની સાથે તેઓનુ એક અવગાહનામા મિલન થઈ ગયુ અને તેઓને પરમ આત્મરમણતારૂપ સહજ દશા પ્રાપ્ત થઈ[1]

જીવનું આ રીતે અનત જીવોની સાથે ભળી જવુ, એ પણ સિદ્ધપર્યાયની એક વિશિષ્ટતા છે આથી એ ફલિત થાય છે કે જડબધનોથી મુક્ત થવા માટે મૈત્રી આદિ ભાવોદ્વારા અન્ય જીવો સાથે મળી જવુ અનિવાર્ય છે જીવનો મૌલિક સ્વભાવ પણ અન્ય જીવોની સાથે અભે સાધવાનો છે જડ સબધોના કારણે જ તે અન્ય જીવોથી ભિન્ન પડી ગયો છે

આ ભેદ મૈત્રી આદિભાવોદ્વારા ટાળી શકાય છે તેથી મુક્તિના સાધક એવા સદ્ધર્માનુષ્ઠાનના લક્ષણમા પણ 'मैत्र्यादि भावसमिश्र' એવુ વિશેષણ આપ્યુ છે આ મૈત્રી આદિ ભાવોને શાસ્ત્રોમા મોક્ષસાધક ધર્મરૂપી કલ્પવૃક્ષના

---

૧ જ્યોતિશુ જ્યોતિ મિના જસ અનુપમ
વિરમી સકળ ઉપાધિ,
આતમરામ રમાપતિ સમરો, એ સિદ્ધ સહજ સમાધિરે,
ભવિકા સિદ્ધચક્ર પદવંદો ॥

(ઉ શ્રીયશોવિજયજી મહારાજ)

મૂળ તરીકે જણાવ્યા છે[*] તથા 'मित्ती मे सव्वभूएसु' આદિ મૈત્રીભાવ પોષક અનેક સૂત્રોનૂ વારવાર પ્રણિધાન કરવાનુ પણ વિધાન કર્યું છે એટલુ જ નહિ, જગતના ન્હાના મોટા, ઉત્તમ, અધમ વગેરે સર્વ જીવોની સાથે મનથી-વચનથી, કે કાયાથી, જાણતા અજાણતા, રાગથી દ્વેષથી કે મોહથી, આ જન્મમા કે અન્ય જન્મોમા અલ્પ પણ અપ્રીતિભાવજનક વર્તાવ થયો હોય તેનુ 'सव्वपाणभूअजीवसत्ताण आसायणाए' ઇત્યાદિ સૂત્રોથી મિથ્યાદુષ્કૃત આપવાનું વિધાન પણ શ્રીગણધર ભગવતો આદિ મહર્ષિઓએ આવશ્યક સૂત્ર જેવા મહાન સૂત્રોમા કર્યું છે

એથી એ સિદ્ધ થાય છે કે કોઈ પણ કારણે મન વચન કે કાયાથી કોઇ પણ જીવની સાથે થએલો અમૈત્રી ભાવ જીવની પ્રગતિનો રોધક છે અને સર્વ જીવોની સાથે કરેલો મૈત્રીઆદિ ભાવસબધ જીવને ઊંચે ચઢવામા-આત્મવિશુદ્ધિમા પરમ સહાયક છે

વસ્તુત અન્ય જીવોની સાથે મૈત્રી વગેરે કોઇ પ્રકારથી સબધ બાધનારને તેની જવાબદારીનો ભાર વધે છે, છતા તેનુ દુ ખ થતું નથી, ઉલટો સબધનો આનદ વધે છે અને એથી વિરુદ્ધ કોઈની સાથેનો સબધ તૂટવાથી તેની જવાબદારીનો ભાર ઊતરી જાય છે તથાપિ આનદ થવાને બદલે દુ ખ થાય છે, આ અનુભવ જીવને એમ સમજાવે છે કે તેને અન્ય જીવોની સાથે સબધ થવાથી જે આનદ

[*] 'निःश्रेयसाभ्युदयफलधर्मकल्पद्रुममूलत्वेन मैत्र्यादि भावाना शास्त्रेषु प्रतिपादन ॥'

થાય છે તે સ્વાભાવિક છે અને સ્વાભાવિક થોડા પણ આનદમા વૈભાવિક આકરાં પણ કડ્ટો અદસ્ય થઇ જાય છે એટલુ જ નહિ કડ્ટો પણ સુખદ બની જાય છે

અહીં કોઇ પ્રશ્ન કરે કે બીજાને પોતાના માનવાથી થતો આનદ આભિમાનિક હોય છે, અને તે વૈભાવિક હોવાથી તેને ઉપાદેય માનવો અયુક્ત છે તો તે પ્રશ્ન બરાબર નથી કારણ કે જીવે જીવ સિવાયની વિજાતીય વસ્તુને પોતાની માનવી તે વિભાવ છે સર્વ જીવો તેના સજાતીય હોવાથી જીવ માત્રને પોતાના કે સ્વતુલ્ય માનવા તે તેનો સ્વભાવ છે, એથી વિપરીત પોતાના ન માનવા કે તુચ્છ માનવા તે વિભાવ છે માટે જીવ-જીવના મિલનનો આનદ સ્વાભાવિક હોવાથી ઉપાદેય છે નિરૂપાધિક છે, અનુપમેય છે, અવર્ણનીય છે

જડમા મમત્વ કરવાના કારણે અન્ય જીવોથી જુદો પડી ગએલો જીવ જડના સયોગમા જે આનદ અનુભવે છે તે આભિમાનિક છે, તેથી તે હેય છે, ઔપાધિક છે, નશ્વર છે અને તુચ્છ છે

એમ જીવનો સ્વભાવ અન્ય જીવો સાથે ભળી જવાનો હોવાથી પ્રત્યેક પ્રવૃત્તિદ્વારા તત્ત્વથી તે અન્યની સાથે જોડાવાના પ્રયત્નો કરે છે પણ અજ્ઞાન અને મોહજન્ય કુવાસનાઓના કારણે તે જીવ સાથેનો શુદ્ધ—અકૃત્રિમ સબધ બાધી શકતો નથી તેણે બાધેલા સબધો ઔપચારિક હોવાથી તૂટી જાય છે તત્ત્વથી તેણે જોડેલા તે તે સબધો તૂટવાનુ જ દુખ તે અનુભવે છે અને એ દુખને

ટાળવા તે પુન પુન સબધો બાધ્યા કરે છે આજ સુધી તેણે અજ્ઞાન અને મોહથી તેવા અનતા સબધો બાધ્યા અને તે સઘળાય તૂટ્યા, તો પણ અદ્યાપિ તે તેટલા જ ઉત્સાહ અને પ્રયત્નોથી નવા નવા સબધો જોડ્યા જ કરે છે, થાકતો નથી આવું ત્યારે જ બને કે તેનો સ્વભાવ અન્ય જીવોથી જુદા રહેવાનો નહિ, પણ ભળીને રહેવાનો હોય

સર્વ પદાર્થોનો એ સ્વભાવ છે કે તે પોતાના મૂળ સ્વરૂપને (સ્વભાવને) પ્રાપ્ત કર્યા વિના જપીને રહી શકતા નથી જીવનો સ્વભાવ જ જો સર્વ જીવોથી અભિન્ન રહેવાનો છે, તો સર્વ જીવોની સાથે મૈત્રી આદિ ભાવોદ્વારા જોડાય નહિ, ભેદ ભાગે નહિ, ત્યા સુધી તે સાચી સંપૂર્ણ શાન્તિને પામી શકે નહિ

જીવે બાધેલા સબધો તૂટવામા કારણ તેની તે સબધ બાધવાની અનાવડત છે જેની સાથે સબધ બાધવો હોય તેના પ્રત્યે સન્માન પ્રગટાવ્યા વિના તેને પોતાનાથી અધિક માન્યા વિના સબધ બધાય જ નહિ 'પોતે મહાન અને બીજો તુચ્છ' એ બુદ્ધિ અહકારમાથી જન્મેલી છે અહકાર આત્માનો ક્લિષ્ટ રોગ છે, તે જ્યા સુધી વચ્ચે નડતો રહે ત્યાં સુધી જીવ જીવનો આત્મીય સબધ બધાય નહિ અને ટકે પણ નહિ

વસ્તુત જેની સાથે સબધ બાધવો હોય તેને પોતાનાથી અધિક માન્યા વિના ચાલે જ નહિ અન્યથા તેની સાથેના સબધની સાચી ગરજ રુચિ પણ ન મનાય

ઉપચારથી તેનો ઉપકાર મનાય છે દેહગત આરોગ્યનુ બળ વધવાથી રોગો નાશ પામે છે, તો પણ નિર્બળ બની ગએલા આરોગ્યનુ બળ વધારવા આહાર અને ઔષધ બન્ને જરૂરી છે પથ્યપૂર્વક લીધેલા ઔષધથી રોગ નાશ પામે છે, એમ મનાય છે તેમ અહીં પણ બાહ્ય શુભા શુભ બન્ને પ્રકારના નિમિત્તો ઉપકારક છે જૈન દર્શન માન્ય વ્યવહારનય આ અપેક્ષા ઉપર આધારિત છે અને નિશ્ચય જેટલુ જ તેને મહત્ત્વ આપ્યુ છે ચૈતન્યને પ્રગટાવવા ચૈતન્ય ભાવોની અને જડની અસરને નાબૂદ કરવા જડ ભાવોની ઉપયોગિતા છે

કોઇ આપણા પ્રત્યે ક્રોધ કરે તેને આપણે પચાવીએ, આત્મહિતાર્થે શુભભાવનાથી સહન કરીએ, તો આપણો ક્રોધ નિષ્ક્રિય-નિષ્ફળ બની નાશ પામે છે એ રીતે સર્વ દુર્ગુણો માટે સમજવાનુ છે પ્રભુ શ્રીમહાવીરદેવે સગમા દિના પ્રતિકૂળ-અનુકૂળ ઉપસર્ગોને પચાવીને ક્ષમાના બળે પોતાના ક્રોધને પરાસ્ત કર્યો હતો, ખધક મુનિએ ખાલ ઉતારનારનું નિમિત્ત પામીને વૈરાગ્યના બળે દેહાધ્યાસને તોડ્યો હતો, મેતારજ મુનિએ સોનીના નિમિત્તને પામીને દયાના બળે અહિંસાને સિદ્ધ કરી હતી, હરિશ્ચદ્રે દેવોએ કરેલી આકરી કસોટીમા સત્ત્વના બળે સત્યને પાળ્યુ હતું, આવા તો સેકડો દૃષ્ટાન્તો શાસ્ત્રમા મળે છે કે જેમા દુર્જનાદિના નિમિત્તે સ્વ ઉપકાર સાધનારા જ્ઞાનીઓના વર્ણનો છે

સામે ક્રોધી વગેરે નિમિત્તો ન હોય તો છદ્મસ્થ સાધક વિના આલમ્બને પોતાના ક્ષમા વગેરે ગુણોને શી રીતે પ્રગટ કરી શકે ? અને એના પ્રગટીકરણ વિના ક્રોધાદિનો નાશ થાય શી રીતે ?

એમ વિચારતા સમજાય છે કે અનિષ્ટ ભાવો પણ સ્વરૂપે હેય છતા એકાન્તે અહિતકર નથી કર્મો સ્વરૂપે હેય છતા પુણ્ય ઉપાદેય છે, સંસાર સ્વરૂપે હેય છતા મનુષ્યગતિ આદિ ઉપાદેય છે, એમ સ્વરૂપે અનિષ્ટ એવા પણ ભાવોને આપણે ઉપકારક બને એ રીતે પચાવીએ તો તે ઉપકાર કરે છે એ કારણે શાસ્ત્રોમા દુર્જનાદિને પણ અપેક્ષાએ ઉપકારી કહ્યા છે ઉપસર્ગો વગેરેને પણ સહવાનુ વિધાન કર્યું છે

એમ અશુભભાવો પણ અપેક્ષાએ નિમિત્તરૂપે ઉપકાર કરે છે અને શુભભાવો તો ઉપકાર કરવાના સ્વભાવવાળા છે તે સ્પષ્ટ છે

આપણામા તેના તે તે ઉપકારને સમજવાની બુદ્ધિ જોઇએ અને તે તે શુભાશુભ નિમિત્તોદ્વારા આપણને થતી પ્રતિકૂળતા અનુકૂળતાને સમ્યગ્ પચાવવાની આપણામા શક્તિ જોઈએ

આ શક્તિ એ જ સામાયિકનો પ્રાણ છે અને તેને પ્રગટ કરાવનાર નમસ્કાર મહામન્ત્ર છે એ કારણે શાસ્ત્રોમા નમસ્કારનુ અને સામાયિકનુ નિરૂપણ વ્યાપક છે સમગ્ર આગમનો સાર નમસ્કારભાવ અને સામાયિકને પ્રગટ કરવા તે છે

એ રીતે શુભાશુભ ઉભય ભાવો ઉપકારક હોવાથી તેને ઉપકારી તરીકે જોવા જોઇએ એ રીતે જોવાથી તેના પ્રત્યે સદ્ભાવ, સન્માન પ્રગટે છે અને તેવું સન્માન પ્રગટવાથી આપણામા અનાદિ ઘર કરીને રહેલો આપણો સન્માનરૂપ અહંકાર નમળો પડવા માડે છે

આપણો અહંકાર નબળો પડવાથી તથા જગતના અન્યજીવો પ્રત્યે સન્માન જાગવાથી આપણામા રહેલો સ્વાર્થભાવ પરાર્થભાવમા બદલાઈ જાય છે પછી એ પરાર્થભાવથી બંધાએલા અન્ય જીવો સાથેના સંબંધો અખંડ-અતૂટ બની જાય છે એટલુ જ નહિ, આ પરાર્થભાવ પ્રગટ્યા પછી આપણા સઘળા સંબંધોને બગાડનારી, તોડનારી સ્વાર્થવૃત્તિ અને તેમાથી જન્મેલા કામ, ક્રોધ, લોભ, મદ, મોહ અને હર્ષ, ઇત્યાદિ અંતરંગ શત્રુઓ પણ શત્રુભાવને (અપ્રશસ્તભાવને) છોડીને પ્રશસ્ત બને છે, પરાર્થવૃત્તિમા સહાય કરે છે

જેમ કામના (ઇચ્છા) ખરાબ છે, પણ તેમા અન્યનો વિચાર ન હોય, કેવળ આપણા સ્વાર્થ પૂરતી હોય તો તે ખરાબ છે તે જ્યારે અન્યનુ હિત કરવાના રૂપમા બદલાય છે, ત્યારે દોષ નહિ, પણ સદ્ગુણ બને છે એ રીતે લોભ વગેરે ખરાબ છે, પણ તે પરાર્થવૃત્તિમા પલટાઈ પરના હિત માટે બની જાય છે ત્યારે પ્રશસ્ત બની સદ્ગુણનું રૂપ ધારણ કરે છે આ પ્રશસ્તભાવોનુ કાર્ય સર્વ

જીવોની સાથે નિઃસ્વાર્થ અતૂટ સબધ બધાવવાનું છે તે પૂર્ણ થયા પછી તેઓ સ્વય છૂટી જાય છે

સર્વ જીવો સાથે આવો આત્મીયભાવ પ્રગટ્યા પછી હિંસા, જૂઠ, ચોરી, અસદાચાર કે મમત્વ વગેરે આશ્રવોને સેવવા માટે પણ સામે કોઈ પાત્ર રહેતું નથી, તેથી આશ્રવો સ્વય બધ થઇ જાય છે, એના પરિણામે નવો કર્મબધ થતો નથી, જુના કર્મોની નિર્જરા થાય છે અને સર્વકર્મોનો ક્ષય કરી આત્મા પરમપદને પામી શકે છે

આથી સમજાશે કે સર્વહિતના આધારરૂપ પરાર્થ-ભાવને પ્રગટ કરવો એ અતિ આવશ્યક હોવા સાથે અતિ દુષ્કર પણ છે તેથી તેને પ્રગટ કરવા માટે પરાર્થભાવની ટોચે પહોચવા પ્રયત્નશીલ શ્રીપરમેષ્ઠિ ભગવતોનુ આલબન લેવુ જોઇએ આ આલમ્બન નમસ્કારમહામત્રની વિધિ પૂર્વકની ઉપાસના દ્વારા લઈ શકાય છે, માટે જ જૈનદર્શનમા તેનું મહત્ત્વ અનન્યસામાન્ય છે

કોઇ પણ જીવ જે કઇ સુખ ભોગવે છે, તેમા પોતાનો અથવા પરનો પણ નમસ્કારભાવ જ હેતુ છે ઉભયનો નમસ્કારભાવ પરસ્પર ઉભયનું હિત કરે છે એક પાક્ષિક જેનામા હોય તેને હિત કરે છે, કોઈ પ્રસગે અન્યને પણ હિત કરે છે છતા જેને નમસ્કારભાવ પ્રગટ્યો નથી તેને પણ જે કઇ સુખ પ્રાપ્ત થાય છે તેમા અપેક્ષાએ અન્યનો પણ નમસ્કાર ભાવ જ હેતુ છે એમ જીવ

માત્રના સુખનો સાધક નમસ્કારભાવ છે અને તેને પ્રગટા વનાર શ્રીનમસ્કાર મહામંત્ર છે તેથી તે વિશ્વના પ્રાણભૂત છે ત્રણે કાળમા તેના બળે જ જીવો સુખ ભોગવી શકયા છે અને જીવી શકયા છે કેવળ અહંકાર કે તજ્જન્ય ક્રોધાદિ દોષો જ હોય તો તે સૃષ્ટિનો સંહાર જ સરજે માટે જ વિશ્વને જીવાડનાર શ્રીનમસ્કાર વિશ્વપ્રાણ છે આ ગ્રન્થમા લેખકે પોતાની શૈલીથી શ્રીનમસ્કારભાવનુ મહત્ત્વ અને તેનુ સ્વરૂપ તથા તેને પ્રાપ્ત કરવાના ઉપાયો, વગેરે સમજાવવા પ્રયત્ન કર્યો છે તેને ચિંતન-મનનપૂર્વક વાચીને ભવ્ય જીવો સમગ્ર જૈનાગમના સારભૂત શ્રીનમસ્કારભાવને પામીને સામાયિક (સચ્ચારિત્ર)ને પામે, એ અભિલાષા પૂર્વક આ પ્રસ્તાવિક લખતા અજ્ઞાનાદિ દોષથી શ્રીજિનાજ્ઞા વિરુદ્ધ કઇ લખાયુ હોય તેનો મિચ્છામિ દુક્કડ દઇને વિરમુ છુ

વિ સ ૨૦૧૭
ફાગણ વદ ૧૧
અમદાવાદ

પૂ ગુરૂદેવ આ મહારાજ
શ્રીવિજયમનોહરસૂરિ શિષ્ય
પં. ભદ્રંકરવિજય

# નમ્ર નિવેદન

શુભભાવ છે સઘળા કારકોનો સમ્રાટ

આત્માની નિર્મળતા વધે છે તેમ સર્વજીવહિત વિષયક તે ભાવની સક્રિયતા વધે છે

શાશ્વત મત્ર શ્રીનવકાર, તે શુભભાવનો મહાસાગર છે

શ્રીઅરિહત પરમાત્માના ઉચ્ચતમ આત્મદ્રવ્યમા જે ભાવ જગતના સર્વ જીવો પ્રત્યે હોય છે તે ભાવના યોગનુ શ્રીનવકાર એ શ્રેષ્ઠતમ માધ્યમ છે

શ્રીનવકારની વિધિ નિષ્ઠાપૂર્વકની આરાધના આપણને તે સર્વોચ્ચ શુભભાવના ભાગી બનાવે છે

તે ભાવની પ્રભાવના, જીવમાત્રના કલ્યાણમા કારણ ભૂત બને છે તે અપેક્ષાએ શ્રીનવકારને 'વિશ્વપ્રાણ' પણ કહી શકાય

વિશ્વને પોતાના હૃદયના હૃદય સમાન સમજવા સ્વીકારવા તથા સન્માનવાની જે યોગ્યતા નમસ્કારભાવના પ્રભાવે ખીલે છે તે અપેક્ષાએ પણ તેનુ 'વિશ્વપ્રાણ શ્રીનવ કાર' એવું નામ સાર્થક ગણાય

ત્રિભુવનપતિ શ્રીઅરિહત પરમાત્માની ભાવનામા સમાઇને રહેવાની આતરિક વૃત્તિઓને નિર્મળ કરવામા જે શક્તિ શ્રીનવકાર પ્રગટાવે છે તે અપેક્ષાએ તેને

'વિશ્વપ્રાણુ'નુ સ બોધન યથાર્થ સમજાય છે

દેવાધિદેવ શ્રીતીર્થ કર પરમાત્માની સર્વજીવહિતકર આજ્ઞાની સાથે જોડનારા શ્રીનવકારદ્વારા આરાધક આત્મા, જીવ માત્રના કલ્યાણુની ભાવનામા ઉદ્યમવ ત બની શકે છે તે ભાવના જેમ જેમ વેગ પકડતી જાય છે તેમ તેમ જીવને જીવ વચ્ચેની અલગતા સાલે છે તે અલગતાને પોષનાર દુર્ભાવ અને બહિર્ભાવને પોતાના મનમા સ્થાન આપતા તે ક પી ઉઠે છે સર્વ જીવોના હિતથી અલગ એવા સ્વ હિતમા તેને રસ રહેતો નથી

નમસ્કારભાવનો અભાવ છે સઘળા અભાવ અને અ તરાયોનું મૂળ કારણુ

શ્રીપ ચપરમેષ્ઠિ ભગવ તોના ભાવનો આરાધક આત્મા, પોતાના ભાવ વડે ન પોતાને હણે, ન જગતના કોઈ જીવના હિતને

તીર્થ કરત્વના બીજરૂપ સર્વકલ્યાણુની ઉત્કૃષ્ટ મ ગલ ભાવનાના ત્રિભુવન સ્વામિત્વમા આરાધક આત્માને જ્યા સુધી મહેજ પણ મ દેહ રહે છે ત્યા સુધી તેની આરા ધનામા અપૂર્વ વીર્યોલ્લાસ પ્રગટી શકતો નથી

શ્રીઅરિહ ત પરમાત્માનો દાસ એટલે તેઓશ્રીની ભાવદયાના વિષયભૂત ત્રણ જગતના સર્વ જીવોનો મિત્ર

એવો વિવેકી આ મા પોતાની આરાધનાના ફળ

તરીકે—'જગતના સર્વ જીવો દ્રવ્ય અને ભાવ નિરોગિતા પ્રાપ્ત કરો ! એ સિવાય બીજુ કશું ભાગ્યે જ માગી શકે

તેના ભાવમા વિશ્વહિતચિંતા એ રીતે ઘુંટાતી હોય છે કે તેનાથી વિરુદ્ધ પ્રકારની કોઈ માગણીમા તેના ભાવ પ્રાણો તેમ જ શ્વાસોચ્છવાસ પણ સાથ આપી શકતા નથી

જીવ-જીવ વચ્ચેની અલગતાને સર્વથા ટાળવાના હેતુપૂર્વકની આરાધનાનો—નમસ્કારભાવ એ—પ્રાણ છે

એ નમસ્કારભાવના અદ્વિતીય પ્રભાવે આરાધક પોતે 'હું બીજાના કલ્યાણ માટે આરાધના કરી રહ્યો છુ', એવા અહંને આધીન ન થતા એમ સમજતો હોય છે કે, પોતા પ્રત્યેના એકદેશીય ભાવને કારણે મે આજ સુધી જે વિરાધકભાવને પોષ્યો છે, તેનાથી મુક્ત થવામા સહાયભૂત થનારા જગતના જીવો ન હોત અને તે જીવોને ઓળખાવનાર શ્રીજિનેશ્વર ભગવાનનુ પરમતારકશાસન ન હોત તો મારી શી દશા થાત ?

આત્માનો શુભભાવ સ્વભાવે સક્રિય છે

સઘળા કારણોને ઝડપભેર પકવવાની અચિંત્ય ક્ષમતા તે ભાવમા છે

તે ભાવના મહાસાગર સરખા શ્રીનવકારની આછી-પાતળી ભક્તિ, દેવ અને ગુરુભગવંતોની નિસીમ કૃપા, આરાધક આત્માઓની આરાધનાના અમાપ બળ અને

ત્રણ જગતના સર્વ જીવોના ઉપકારદર્શનના પ્રભાવે લખા એલુ આ પુસ્તક વિશ્વપ્રાણ શ્રીનવકારને પામેવા મત્ત્વશાળી આત્માઓમા નમસ્કારભાવની સર્વમગલમય ભાવનાને સાકાર બનાવવામા યત્કિંચિત્ પણ મહાયભૂત થશે એવી ઊડી શ્રદ્ધા નિજહૈયે છે

પુરોવચન અને પ્રસ્તાવનાની મહેર કરવા બદલ બને પરમપૂજ્ય પન્યાસજી ભગવતોનો, લેખક અત કરણ પૂર્વક પૂરેપૂરો ઋણભાર સ્વીકારે છે

પ્રમાદ અને અજ્ઞાનથી શ્રીજિનાજ્ઞા વિરુદ્ધ જે કાઈ આ પુસ્તકમા લખાઈ ગયુ હોય તેમ જ પ્રેમદોષ વગેરે કારણે જે ક્ષતિઓ રહી જવા પામી હોય તે બદલ લેખક અશ્રુટપકતા અત કરણપૂર્વક મિચ્છામિ દુક્કડ દે છે

આ પુસ્તકના મુદ્રણકાર્યને ઊચો ભાવ આપવા બદલ સુલેખા પ્રિન્ટિગ પ્રેસના માલીક શ્રી મફતલાલ જીવાભાઈનો તેમ જ કલાકાર શ્રી નટુભાઈનો લેખક આભાર માને છે

રીસાલા બજાર, ડીસા. લી૦

વિ સ ૨૦૧૭-ચૈત્રી પુનમ મફતલાલ સઘવી

શનિવાર

# વિષયાનુક્રમ

# અર્પણ . . . . . . . .

ત્રણ

જગતમા રહેલા

શ્રીનમસ્કારભાવના

એકનિષ્ઠ આરાધક

આત્માઓને આ

પુસ્તક અર્પણ કરતા

મફાનુ હૈયુ અમાપ

હર્ષ અનુભવે છે



॥ अर्हं ॥

॥ नम श्रीजिनप्रवचनाय ॥

॥ अतन्तलब्धिनिधानाय श्रीगौतमस्वामिने नम ॥

# વિશ્વપ્રાણ શ્રીનવકાર

नमो अरिहताण, नमो सिद्धाण, नमो आयरियाण,
नमो उवज्झायाण, नमो लोए सव्वसाहूण ।

एसो पच नमुक्कारो, सव्व पावप्पणासणो,
मगलाण च सव्वेसिं पढम हवइ मगल ॥

卐

## (૧) પ્રભુમુખી સાધના

એક આત્માનો શુભભાવ બીજાને અસર કરે છે

જો ન કરતો હોય તો કર્મો જ બધુ કરે છે અને આત્મા કાંઈ કરી શકતો નથી, એવા એકાન્તિક વિધાનને પુષ્ટિ મળે અથવા આત્મા જેમ જેમ કર્મમુક્ત થતો જાય તેમ તેમ તેની અસરકારકતા મદ પડતી જાય, એવી માન્યતાનું સમર્થન થઈ જાય

શુભભાવ ભાવવાની ભૂમિકાએ પહોચેલા આત્માનો શુભભાવ જો તેના પોતાના આત્મા સિવાય બીજા કોઈને લાભ ન કરી શકતો હોય, તો એ શુભભાવની શક્તિ સામાન્ય પ્રકારની ગણાય તેનામા જીવને ચૌદરાજલોકમાથી બહાર કાઢવા જેટલુ, લોકના મસ્તકસ્થાન પર પહોચાડવાનુ અપ્રતિમ સામર્થ્ય ન સભવી શકે

જીવનુ દળ બધાતુ જાય છે, યોગ્યતા વધતી જાય છે, તેમ તેમ જગતના સર્વ જીવો પ્રત્યેનો સદ્‌ભાવ સ્વભાવિકપણે તેમા સ્ફુરાયમાન થાય છે

આત્મભાવની અસરનો ઈન્કાર કરવો તે શ્રીઅરિહત પરમાત્માના ત્રિભુવનસ્વામિત્વનો ઈન્કાર કરવા સમાન છે જો એક આત્માના શુભભાવને ચૌદરાજલોકના, જીવો સાથે સબધ ન હોય તો શ્રીતીર્થકર પરમાત્મામા ઘટાવાયેલા 'લોગહિયાણ' અભયદયાણ 'જગગુરૂ' 'જગરકખણ' વગેરે વિશેષણો સગત કઇ રીતે ઠરે ?

'સર્વ જીવોના ત્રાતા' એવા શ્રીતીર્થકર પરમાત્માનો સર્વોત્કૃષ્ટ આત્મભાવ સ્વાભાવિકપણે જગતના સર્વ જીવોનુ રક્ષણ કરતો હોય છે તેનો લાભ, પ્રત્યેક જીવ, પોતપોતાના દળ અનુસાર–યોગ્યતા અનુસાર પામે છે પરતુ જગતનો કોઇ પણ જીવ તે લાભથી સર્વથા વચિત રહેતો નથી

જે પુણ્યશાળી આત્માઓ પ્રભુજીએ પ્રરૂપેલા ધર્મના માર્ગ ઉપર ચાલતા હોય છે, તેમને તેનો અધિક લાભ

મળે છે અને જેઓ સન્માર્ગે નથી ચઢ્યા, તેમને તેનો ઓછો લાભ મળે છે,

મતલબ કે જે ભવ્ય આત્માઓને શ્રીજિનેશ્વરભગવતની આજ્ઞા વધુ વહાલી લાગી છે, તેમને સ્વાભાવિકપણે તેઓશ્રીની સર્વજીવહિતકર ભાવનાનો અધિક સુયોગ સાપડે છે અને જેમને વધુ વહાલી પોતાના સ્વાર્થ ની આજ્ઞા લાગે છે, તેમને ઓછામા ઓછો દેવાધિદેવ શ્રીવીતરાગ પરમાત્માની ભાવનાનો સુયોગ સાપડે છે

આત્મા પ્રત્યેના વહાલમાથી આજ્ઞા પ્રત્યેનુ વહાલ પ્રગટે છે

કષાયો પ્રત્યેના વહાલમાથી ભવ પ્રત્યેનુ વહાલ પ્રગટે છે

શ્રીઅરિહત પરમાત્માની સર્વ શ્રેયસ્કર ભાવના પ્રત્યેના પરમ આદર સિવાય, આત્મામાં નિર્દોષ આત્મભાવ ભાગ્યે જ પ્રગટી શકે

કષાયો પ્રત્યેના આદરમાથી આત્માઓ પ્રત્યેના રાગ અને દ્વેષરૂપી દ્વન્દ્વનો જન્મ થાય છે

સતતપણે વર્ષી રહેલી શ્રીઅરિહત પરમાત્માની અસીમ કરુણાનો પ્રત્યક્ષરૂપે લાભ પામવા માટે આપણે ભાવ પ્રત્યક્ષતાનો મર્મ સમજવો જોઈએ

ભાવપ્રત્યક્ષતા એટલે પ્રત્યક્ષ ભાવાત્મક જીવન કે જે જીવન ઉપર પૂરેપૂરૂ ચલણ ભાવનુ જ ચાલતુ હોય ભાવની સર્વોપરિતાવાળા જીવનના દર્શનથી ભાવપ્રત્યક્ષતા કોને કહેવાય તે અધિક સ્પષ્ટપણે હૃદયગત થાય

શ્રીજિનેશ્વરદેવની પ્રતિમાજીમા તેનુ અદ્ભુત દર્શન થાય છે 'ભાવ, ભાવ ને ભાવ' બીજુ કાઈ મળે જ નહિ ફક્ત દર્શન કરનારા ભાગ્યશાળીમા 'ભાવ' એટલે શું તેને સમજવાની થોડીક પાત્રતા જોઇએ કદાચ તે પાત્રતા પણ ન હોય અને ઊચી પ્રકારની દર્શનમુગ્ધતા હોય તો પણ ચાલે,

લાગણીપ્રધાનતાને ભાવ સાથે સબધ હોય છે ખરો, તેમ છતા જે માનવબધુ લાગણીપ્રધાન હોય તેનામા આત્મભાવ જાગ્રહળતો હોય એવો એકાત નિયમ નથી કારણ કે લાગણીનો પ્રવાહ જ્યા સુધી ભૌતિક સ્તર પર વહેતો હોય છે, ત્યા સુધી તેમા ગુણ અને દોષ બને હોય છે અને તે જ્યારે વિશુદ્ધ બનીને આધ્યાત્મિક ભૂમિકાએ પહોચે છે, ત્યારે તેમા ગુણની માત્રા વધી જવાની સાથે, આત્મભાવની અધિક નજીક જવાની શક્તિ સ્વાભાવિકપણે પ્રગટે છે

જ્યા જ્યા ભાવપ્રધાનતા હોય, ત્યા ત્યા ભાવપ્રત્યક્ષતા હોય

શ્રીનવકારના જાપ અને શ્રીઅરિહત પરમાત્માની અમીમ કરુણાના ધ્યાનના પ્રભાવે જીવનની સમગ્રતા ઉપર સ્વાભાવિકપણે ભાવપ્રધાનતા હસતી દેખાય છે

ભાવપ્રધાનતાને—ભૂખને જેટલો ભોજન સાથે મેળ હોય છે તેટલો જ—ક્રિયા સાથે સુમેળ હોય છે

ભાવની પવિત્ર શક્તિ એના ધારકને ક્યારેય સર્વથા નિષ્ક્રિય બેસવા દેતી નથી એક અપેક્ષાએ એમ પણ કહી શકાય કે

વધુમા વધુ ક્રિયા કરનાર આત્મા કરતા પણ સતત વધુ ક્રિયાશીલ 'ભાનની પ્રધાનતા'વાળો આત્મા રહેતો હોય છે પ્રમાદનુ પડખુ સેવતા તેને અકથ્ય વ્યથા પહોચે છે નખ શિખ આત્મભાવમય બનવાની તેને ભાવના હોય છે

આત્મભાવનુ અધિક નિર્મળ બળ, સ્વાભાવિકપણે સર્વ આત્માઓના 'શુભ'ને અધિક ભાવ આપવામા પરિણત થતું જાય છે

આત્મભાવ વધે એટલે જગતના સર્વ આત્માઓ પ્રત્યેનો શુભ ભાન વધે જ

આત્મભાવ વધે એટલે જીવનમા નીચેના લક્ષણો પ્રગટ થાય

પોતાના નામ પ્રત્યેનો મોહ ઓસરવા માડે

પોતાના યશ પ્રત્યેનો મોહ ઓસરવા માડે

પોતાના પરાક્રમ પ્રત્યેનો અહ ઓસરવા માડે

પોતાના વૈભવ પ્રત્યેનો અહ ઓસરવા માડે

નામના મોહનુ દેવાધિદેવના નામમા રૂપાતર થતું જાય

યશના મોહનુ દેવાધિદેવની સર્વજીવહિતકર ભાવનાની પ્રભાવનામા રૂપાતર થતું જાય

પરાક્રમના અહનુ દેવાધિદેવની ઉત્કૃષ્ટ પ્રકારની આજ્ઞાની ભક્તિમા રૂપાતર થતું જાય

વૈભવનો અહ, આત્મલક્ષ્મીની આરાધનામા બદલાઈ જાય

મતલબ કે આત્મભાવસભર જીવનમા અનંત કરુણા-નિધાન શ્રીઅરિહંત પરમાત્માની કરુણાનુ ચલણ હોય

પ્રત્યક્ષ ભાવાત્મક જીવનના વિકાસની આડે મોટામા મોટો અવરોધ કષાયો ઊભો કરે છે

એટલે તે કષાયો (ક્રોધ, માન, માયા અને લોભ)ને જ્ઞાની ભગવંતોએ આત્મભાવના ભાવશત્રુઓ તરીકે ઓળખાવ્યા છે

આત્મા, આત્મા વચ્ચે અમિત્રભાવ તે ભાવશત્રુઓ પેદા કરે છે

વાસ્તવમા આત્માને આત્મા પ્રત્યે પૂર્ણ નિષ્કામ પ્રેમ હોય છે

આત્મભાવ ઉપર જેટલા પ્રમાણમા અમિત્રભાવની શ્યામ છાયા ફેલાય છે, તેટલા પ્રમાણમા તેની પવિત્ર શક્તિ દબાઈ જાય છે તે શક્તિ દબાય છે, તેના કારણે તે કષાયો વધુ અશક્ત બને છે અને અધિક ભાવકાલિમા તળે આવી જાય છે

આત્મભાવના પ્રતિકૂળભાવને સાનુકૂળ થવુ તે વીર્યવાન આરાધક માટે શરમરૂપ ગણાય કારણ કે આત્મભાવની પ્રતિકૂળતાને અનુકૂળ થવાથી નરવાળે તાકાત પ્રતિકૂળતાની જ વધે છે, તેમ જ આપણી પોતાની પાપ પ્રતિકારશક્તિમા મોટો ઘટાડો થવા માડે છે

આત્મભાવને પ્રતિકૂળ એવો વિચાર મનમા જાગે તે

પણ અશુભોદયના કારણરૂપ ગણાય

એટલે ભાવશત્રુઓને માફકસરના વિચાર, વાણી અને વર્તનને અનુકૂળ બનવું તે શ્રીજિનેશ્વર ભગવાનની ઉત્કૃષ્ટ મંગલ ભાવનાથી વિરુદ્ધ દિશામા વર્તવા સરખુ ગણાય

રસ્તે જતા આપણને કોઈ ભાઈ કશા પણ કારણ સિવાય બે-ચાર અપશબ્દો સભળાવી દે તે સમયે જો આપણને કશા પણ પ્રયત્ન સિવાય તે અપશબ્દો બોલનાર ભાઈ પ્રત્યે ક્રોધ ઉપજે, તો સમજવુ કે આપણી અદર ભારોભાર ક્રોધ કષાય ભરેલો છે અને જો ક્રોધને બદલે તે ભાઈના તથાપ્રકારના વર્તન પ્રત્યે કરુણાભાવ જાગે તો સમજવુ કે આપણો આત્મભાવ નિર્મળ થઈ રહ્યો છે

ક્રોધ જે રીતે પોતાનો ધર્મ બજાવે છે, આત્મભાવ તે જ રીતે પોતાનો ધર્મ બજાવે છે

જગતના સર્વ જીવોના પરમ ઉપકારી એવા શ્રીઅરિહંત પરમાત્માના અરિહંતભાવના એકનિષ્ઠ ઉપાસકનો એક શ્વાસોચ્છ્વાસ પણ કષાયોને જીવાડવા પાછળ બરબાદ થાય તે ઘણી ગભીર બીના લેખાય

જે મહાપુણ્યશાળીઓને શ્રીઅરિહંત પરમાત્મા સરખા નાથનુ અનેક જન્મોના અપાર પુણ્યોદયે શરણું મળ્યુ છે, તેમને કષાયોની છાવણીમા ઓશિયાળા ચહેરે ફરતા જોઈને આખી પ્રકૃતિ આજે ઊના અશ્રુ સારી રહી છે પશુ, પખી અને જળચરોના જીવન ઉપર અધિક ભય ફેલાયો છે અને લાકડામાથી અગ્નિ પ્રગટે તેમ મોટા ભાગના માનવબધુઓની પાચે ઇન્દ્રિયોમાથી કષાયની અગ્નિ જ્વાળાઓ બહાર

નીકળી રહી છે

સ્વભાવથી જ આત્માનો જે અમિત્ર છે તે કષાયનો આત્મભાવના પક્ષકારથી પક્ષ ન જ થઈ શકે ભૂલેચૂકે પણ તેને માફકસરના બે બોલ બોલાઈ જાય, તો પણ આપણને અકથ્ય પશ્ચાતાપ થવો જોઈએ

કષાયને માફકસર થનારના ભાગ્યમાં ભવનુ ઓઢણુ રહે
શ્રીઅરિહત પરમાત્માની ભાવનાને માફકસર થનારને શાશ્વતપદનુ પોતાણુ મળે

'આત્મભાવ બીજુ નહિ—નહિ, નહિ—નહિ'ની અડગ નેમ સાથે આપણે શ્રીપચપરમેષ્ઠિ ભગવતોની ભક્તિ કરવી જોઈએ તે ભક્તિમા આપણા સઘળા પ્રાણોને સપ્રેમ જોડવા જોઈએ મનને તે પ્રાણોની આગેવાની સોપવી જોઈએ આગેવાની સોપાય છે એટલે તે સ્વાભાવિકપણે સાનુકૂળતા દર્શાવવા માડે છે

નિગ્રહ કરતા રૂપાતરતાનો માર્ગ જરા પણ ઉતરતો નથી

એટલે જેનો પવન સરખો સ્વભાવ છે, તે મનને દબાવવા પાછળ વિશિષ્ટ શક્તિઓને નિરર્થક જોડવા કરતા જો તેની સમગ્ર ચચળતાને, ઇન્દ્રિયોના વિષયો પ્રત્યેની તેની લોલુપતાને આત્મભાવાનુકૂળ બનાવવામા રોકી લેવાય તો ન તેની સતત ચોકી કરવી પડે કે ન તેના માટે વ્યર્થ શક્તિવ્યય વહોરવો પડે

આત્મભાવની અધિક તા સિવાય બીજા કશાનો વિચાર કરવો

તે સર્વોત્તમ માનવભવને વિફલ કરવા સમાન છે

આત્મભાવ પ્રગટે છે ત્યારે જ જગતના સર્વ જીવો સાથેના તથા શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતો સાથેના ભાવસંબંધનું જીવને યથાર્થ ભાન થાય છે

તે ભાવ સંબંધને યથાશક્તિ દીપાવવાની, સફળ કરવાની શ્રીનવકારના પ્રત્યેક ધારકને સ્વાભાવિકપણે ભાવના હોય, હોવી જોઈએ

વસ્તુના જેમ ભાવની પણ આપલે થઈ શકે છે

વસ્તુની આપલેમાં હાથ અગત્યનો ભાગ ભજવે છે જ્યારે ભાવની આપલેમાં અંતઃકરણ અગત્યનો ભાગ ભજવે છે

એટલે જ અંતઃકરણપૂર્વકની શુભાશિષ તેમ જ બદદુઆનું આ જગતમાં અનાદિકાળથી એકસરખું મહત્ત્વ જળવાઈ રહ્યું છે

શુભભાવની આપલેની ક્રિયા આ લોકમાં ક્યારેય સર્વથા બંધ થતી નથી, કારણ કે સર્વોચ્ચ આત્મભાવના પરમદાતાર એવા શ્રીઅરિહંત પરમાત્મા તેમ જ આચાર્ય ભગવંતાદિ ત્રણેય કાળમાં મોજુદ હોય છે જ્યારે તે ભાવની આરાધનામાં મંદતા આવે છે, ત્યારે આત્માનું સુખ ઘટે છે અને જ્યારે તે ભાવની આરાધનામાં અપૂર્વ વેગ આવે છે, ત્યારે આત્માનું સુખ વધે છે, પરંતુ ભાવના દાતાર ભગવંતો તો—પ્રવાહથી—કાયમ હોય છે

જે ગામમાં દાતાર વસતા હોય તે ગામમાં દરિદ્રતા ન વસી શકે, તેમ જે જગતમાં આત્મભાવના પરમદાતાર ભગવંતો વિદ્યમાન હોય

તે જગતના જીવો પરસ્પર પ્રત્યે સ્વાભાવિક સદ્ભાવ હોય

પરંતુ દ્રવ્યદાનની આપ લેની પ્રક્રિયા કરતા ભાવદાનની આપ લેની પ્રક્રિયા ઘણા ઊંચા પ્રકારની હોવાથી ઊંચા પ્રકારના જીવનને વરેલા આત્માઓને તેનો અધિક લાભ મળે છે

જે ભૂમિકાએ જીવનને ભાવદાનનો સુયોગ થાય છે, તે ભૂમિકાએ પહોંચવા માટે નીતિ, સદાચાર, સરળતા, સંતોષ, તપ, જપ, સ્વાધ્યાય તેમ જ ક્ષમા વગેરે ગુણો જીવનમા હોવા જોઈએ

શ્વેત અને સુવાળી સપાટીવાળો પદાર્થ સ્વાભાવિકપણે પોતાનામા અધિક પ્રકાશને ખેંચી શકે છે, તેમ ઉક્ત ગુણો યુક્ત જીવનમા સ્વાભાવિકપણે અધિક ભાવ પ્રકાશ પ્રવેશે છે

જગતના સર્વ જીવોના હિતને ભાવ આપવાની ભાવના રોજ નિયમિતપણે ભાવવાથી જીવનમા ધીમે ધીમે ઉક્ત ગુણોને પાત્ર મનવાનો ઉલ્લાસ પ્રગટે છે અને સર્વકલ્યાણમય તે ભાવને ભજવાની સનગી પવિત્ર શક્તિ શ્રીનમસ્કાર મહામંત્રની વિધિપૂર્વકની આરાધનામાંથી પ્રગટે છે

એટલે કે જીવના, જગતના સર્વ જીવો સાથેના ભાવ સંબંધનુ મૂળ શ્રીનવકાર છે

એ શ્રીનવકાર તે બીજો નહિ, પણ આપણે જેને રોજ બહુમાનપૂર્વક યાદ કરીએ છીએ તે જ

જે દરજ્જે પહોંચ્યા પછી જીવને શ્રીનવકાર પ્રાપ્ત

થાય છે, તે દરજ્જાનું યથાર્થ ગૌરવ તે જ્યા સુધી સાચવે છે, ત્યા સુધી ભાવ-મગધની ભૂમિકા ઉપર ટકી રહે છે અને જ્યારે તે પોતાના દરજ્જા વિરુદ્ધનુ વર્તન કરતો થાય છે, ત્યારે તે ધીમે-ધીમે નીચી ભૂમિકાએ લપસતો થાય છે

ઊંચી ભૂમિકાએ રહેનારને જગતમા પોતાના ઉપકારીઓ ઘણા દેખાય

નીચી ભૂમિકાએ ગયા પછી તે જ આત્માને જગતમા પોતાના અપકારીઓ વધુ દેખાય.

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના ઉત્કૃષ્ટ મંગળભાવની આરાધના કરનારા પુણ્યવંત આત્માને જગતના સર્વ જીવો પ્રત્યે સ્વાભાવિક સદ્ભાવ હોય છે એ કે કોઇ જીવમા દોષારોપણ કરવાનો દામ તે ભૂમિકાએ રહેના આત્મામા બનતા સુધી હોતી જ નથી જીવનું જીવત્વ તેને જેટલું વહાલું લાગે છે તેટલું બીજું કશું વહાલું નથી લાગતું

ઉચ્ચ અર્થના સર્વોચ્ચ વાત્સલ્યનો સર્વોત્કૃષ્ટ આદર્શ શ્રીજિનેશ્વર ભગવાન પૂરો પાડે છે

એટલે શ્રીજિનેશ્વર ભગવાનના દાસને એ આદર્શ સ્વાભાવિકપણે રહ્યુ માફક આવવો જોઇએ

પરના હિતને ભાવ આપવાથી સ્વ અને પર ઉભયનુ હિત સધાય છે

કેવળ સ્વના હિતના ભાવને ભાવ આપવા જતાં 'સ્વ'નું સામુવી પ્રકારનું હિત 'પર'ના અધિક હિતના ભોગે શક્ય બને છે એટલે 'સ્વ'નુ હિત ચાહનારા ભાગ્યશાળીઓએ 'પર'ને પાછળ નહિ પણ આગળ રાખવા

જોઈએ 'સ્વ'ના ઉત્કૃષ્ટ હિતમાં સહાયક એવા જગતના પ્રાણીઓને તુચ્છકારવાથી વધુમાં વધુ અહિત 'સ્વ'નુ થાય છે

સકળ જીવલોકના સર્વોચ્ચ હિતની ચિંતા પાછળ પસાર થતી એક એક ક્ષણનુ મૂલ્ય મેરુ જેવડા કલ્પવૃક્ષોના એક સામટા મૂલ્ય કરતા અસખ્યાતગુણ અધિક હોય છે

પરહિતચિંતા, એ ધર્મધ્યાનનો એક પ્રકાર છે તેથી નિરપેક્ષપણે થતી સ્વહિતચિંતા, જીવને મોટે ભાગે આર્ત ધ્યાનમા રોકી રાખે

'સ્વ'ની મહાનતા થવામા જે સહાયક તે 'પર'

'સ્વ'ને 'સ્વપરતા' ખીલવવામા જે સહાયરૂપ થાય તે 'પર'

આત્માને દેહભાવથી, મમત્વભાવથી પર બનવામા સબળ નિમિત્તો પૂરા પાડે તે 'પર'

'પર' શબ્દનો 'પરાયો' એવો સ્થૂલ અર્થ અહીં વિચારવાનો નથી જ્યા જે અર્થ સર્વથા યુક્તિયુક્ત ઠરતો હોય, તેનો વિવેકી આત્માએ ઉચિત રીતે ઉપયોગ કરવો ઘટે પર એટલે ઉત્કૃષ્ટ, વિશાળ, ઉચ્ચ અથવા ઉપકારી

મોક્ષપુરુષાર્થમા પ્રેરક એવા પર'ને પૂરો ભાવ આપનારો સત્ત્વસપન આત્મા, સ્વ'નો સર્વશ્રેષ્ઠ મિત્ર ગણાય છે અને 'પર'ની મૈત્રીના ભોગે જે સ્વ'ને રીઝવવાનો પ્રયાસ કરે છે, તે નથી તો 'સ્વ'ને રીઝવી શકતો કે નથી પર'ના સદ્‌ભાવનો ભાગી બની શકતો

'પર'ના પરમમિત્રને પરમાત્મા કહેવાય

સ્વ'ના પૂજારીને સર્વદ્રોહી કહી શકાય

જગતના સર્વ જીવોના હિતના પરમચિન્તક એવા શ્રીઅર્હત પરમાત્માના દાસનો, પરહિતચિંતા એ પ્રધાન ગુણ ગણાય એ ગુણ બરાબર ખીલે છે એટલે શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતો જગતના સર્વ જીવો ઉપર કઇ રીતે અને શા માટે સતત ઉપકાર કરી રહ્યા છે, તે બરાબર હૃદયગત થાય છે

પરમપદને ભાવ આપવા માટે દેવ અને ગુરુની ઊંચા ભાવપૂર્વકની ભક્તિ જેટલો જ પરહિતનો ભાવ આવશ્યક લખાય છે

દેવ ગુરુની ભક્તિ સિવાય પરહિતનો ભાવ શુદ્ધ નથી થતો તેમ જ પરહિતના ભાવ સિવાય દેવ ગુરુની ભક્તિનું સર્વોત્તમ ફળ જીવને સફળતાપૂર્વક પ્રાપ્ત થતુ નથી

ઊંચામા ઊંચુ પુણ્ય, ઊંચામા ઊંચા ભાવપૂર્વકની ક્રિયા કરવાથી બધાય છે

ઊંચામા ઊંચા આત્મભાવને ખીલવવા માટે ઊંચામા ઊંચા ભાવના સ્વામી એવા શ્રીજિનેશ્વરની ખૂબ ભાવોલ્લાસ પૂર્વક ભક્તિ કરવી જોઇએ અને તે ભક્તિના પ્રભાવે પ્રગટતા આત્મોલ્લાસ વડે જગતના સર્વ જીવોના હિતને ભાવ આપવો જોઇએ

ઊંચી પણ સ્વ વિષયક આરાધનામા વીર્યોલ્લાસ અપૂર્ણતા ધારણ કરી શકતો નથી, એટલે તે આરાધનાના

પ્રભાવે જે પુણ્ય બધાય છે તે મોટે ભાગે સામાન્ય કોટીનુ હોય છે

શ્રીઅરિહત પરમાત્માની ભક્તિ કરતી વખતે, શ્રીઅરિહત પરમાત્મા સરખા ઉત્કૃષ્ટ મગલ ભાવની આરાધનાનો ભાવ હૈયામા રહેવો જોઇએ તે ભાવને સ્થાને 'મોક્ષ'ની સ્થાપના થાય તે પણ 'ભાવ'ના અપેક્ષાએ અગત પણ ઉતરતું ગણાય કારણ કે મોક્ષની ભાવના હોવા છતા તેના માટે આવશ્યક એવો વાર્યોલ્લાસ શ્રીઅરિહત પરમાત્મા સરખા ભાવની આરાધનાથી જ પ્રગટતો હોય છે એટલે જો 'મોક્ષ'ને બદલે અથવા મોક્ષના સાથે દેવાધિદેવના સર્વોત્કૃષ્ટ ભાવને હૈયુ સમર્પિત થાય તો મોક્ષમા વિલબ ન થાય અને પરના હિતને પૂરે પૂરો ભાવ આપી શકાય

પરહિતદૃષ્ટિ નથી પ્રગટતી ત્યા સુધી ડગલે ને પગલે સ્વનુ હિત જોખમાય છે તેમ જ જગતના જીવો વચ્ચેના સદ્ભાવમા અધિક મોળપ વર્તે છે

શ્રીનવકારથી જોડાએલા હોવા છતા, પરહિતચિંતાનો ભાવ ઝાખો પડયો એટલે તેની માઠી અસર દેવાધિદેવના પરમતારક શાસનને પામેલા પુણ્યશાળી આત્માઓને પણ થઈ શ્રીનવકાર એ ભાવ જોડાણનુ અનન્યતમ માધ્યમ છે, એવુ જો બરાબર હૃદયગત થઇ ગયુ હોત, તો આબાલવૃદ્ધ ભાવભેદ કરી ન જન્મત અને જગતના બધા જીવોનુ અધિક શ્રેય પુણ્યશાળીઓની ભાવનાને અધિકારી સાર્થક કરત

મનના ભેદભાવભર્યા પરિણામ યા અસમાન આત્મ દૃષ્ટિને કારણે જીવનો આત્મવિકાસ અટકે છે અને

ભેદપર્યાયપરંપરા વધે છે

આત્મદ્રવ્ય કરતા અધિક ભાવ તેના પર્યાયને આપવાથી અસમાન આત્મદૃષ્ટિને વધુ પોષણ મળે છે

કારણ કે પર્યાયના ભેદપ્રકાર ઘણા જ હોવાથી બધે એક સરખો ભાવ રહી શકતો નથી આત્માના સારા પર્યાયને અધિક ભાવ આપવાની તેમ જ સામાન્ય પર્યાયને તુચ્છકારી નાખવાની વૃત્તિ જીવને સહેજમા થઈ જાય છે

આત્મદ્રવ્યના ગમે તેવા પર્યાયને જોતા વેંત આત્મદૃષ્ટિવાળો આરાધક જ એમ બોલી શકે છે કે, 'પર્યાય ગમે તેવો પણ છે તો આત્માનો ને ?'

સોનાના ગમે તેવા અલંકાર પ્રત્યે સુવર્ણ પ્રત્યેના ગાઢ રાગ (ભાવ)ને કારણે સાંસારિક માનવબંધુને રાગ (ભાવ) રહે છે તેમ [illegible] પ્રત્યેનો સદ્ભાવ તેના ગમે તેવા પર્યાય પ્રત્યેના દુર્ભાવથી આત્મ[illegible] જીવને પર રાખે છે

શ્રીઅરિહંત પરમાત્માની સાચા હૃદયની ભક્તિથી આત્મદૃષ્ટિ ખીલે છે આત્મદૃષ્ટિને 'શ્રીઅરિહંતદૃષ્ટિ' પણ કહી શકાય કારણ કે ઊંચામા ઊંચી આત્મદૃષ્ટિ શ્રીઅરિહંત પરમાત્માને હોય છે જેવી ઊંચી તેઓશ્રીની આત્મદૃષ્ટિ હોય છે તેવો જ સર્વોચ્ચ તેઓશ્રીનો આત્મભાવ હોય છે

દૃષ્ટિને વિશુદ્ધ તેમ જ વ્યાપક બનાવવાનુ કાર્ય ભાવ કરે છે અને ભાવને અમલી બનાવવાનુ કાર્ય દૃષ્ટિ કરે છે

એટલે આત્માને ઓળખવાની શક્તિ પ્રગટયા પછી

તેને ભાવ આપવાની ભાવના ન પ્રગટે એવું ભાગ્યે જ બને

જીવતત્ત્વ પ્રત્યેના ભાવ સિવાયનો મોક્ષતત્ત્વ પ્રત્યેનો ભાવ મોટે ભાગે આત્માને છેતરનારો નીવડે છે એ હકીકત મોક્ષાર્થી માનવના હૈયામાં સદાય હકીકતરૂપે રહેવી જોઈએ

પાયા વગરની ઈમારત લાંબો કાળ ટકતી નથી તેમ જીવતત્ત્વ પ્રત્યેના શુભભાવ સિવાયનો મોક્ષતત્ત્વ પ્રત્યેનો ભાવ જીવનમાં સ્થિર બની શકતો નથી

જીવના શ્રેયને અપાતો શુભભાવ, સર્વ શ્રેયસ્કર ધર્મ મહાસત્તાની કાર્યક્ષમતામાં વેગ આણે છે

જીવના શ્રેયને અપાતો શુભભાવ, શુભભાવના પરમદાતાર શ્રીઅરિહંત પરમાત્માના ભાવને અધિક પાત્ર બનવાની ક્ષમતા જીવને પ્રદાન કરે છે

જીવના શ્રેયને અપાતો શુભભાવ, તે ભાવના દાતારને રોજ રોજ ઊંચા, પવિત્ર અને ત્યાગમય જીવનનો સુયોગ કરાવે છે

જીવના શ્રેયને અપાતો શુભભાવ, જીવ, જીવ વચ્ચેના અંતરાયોની શક્તિને ઓછી કરે છે

જીવમાં પોતાપણાનું દર્શન કરવાથી તેના કલ્યાણને ભાવ આપવાની સ્વાભાવિક વૃત્તિ જીવનમાં જાગ્રત થાય છે

પરમાં પોતાપણાની આ ભાવના ભાવવામાં જે આત્મા જેટલી કંજુસાઈ કરે છે તેટલા પ્રમાણમાં તેનો આત્મભાવ દંકાએલો રહે છે

જીવ, સ્વભાવે જીવમાત્રનો પરમ, નિષ્કામ પ્રેમી છે

વિવિધ કર્મો તેમ જ કષાયોના પ્રભાવને લીધે, તેનો

તે સ્વભાવ મોટે ભાગે અપ્રગટ રહે છે એટલે જીવ, જીવ વચ્ચેના સ્નેહાકર્ષણની બરાબર વચ્ચે, એકમેકના કર્મ કષાયાદિનો ઘોર સંગ્રામ સતતપણે ચાલ્યા કરે છે

એટલે જ આત્મભાવના ભાવશત્રુઓને પરાસ્ત કરવા ઉપર શાસ્ત્રકાર ભગવંતોએ ખાસ ભાર મૂકયો છે

શ્રીનવકારનુ પ્રથમ પદ, આત્મભાવના ભાવશત્રુઓને હણનારા શ્રીઅરિહંત પરમાત્માના અરિહંતભાવને શરણે જવાનો બોધ, આપણને સહુને આપે છે

અરિહંતભાવના આરાધના સિવાય, જીવે જુદા જુદા ભવને વિષે જે તે જીવો પ્રત્યે દર્શાવેલો શત્રુભાવ સર્વથા નિર્મૂળ થઈ શકતો નથી તેમ જ તેના હૈયામા આત્મભાવનુ અમીબિંદુ પણ ટપકી શકતુ નથી

આત્મભાવની લહેરનો જે પુણ્યશાળી આત્માને એકવાર પણ સ્પર્શ થાય છે તેને, તેના ભોગે સાપડતા સ્વર્ગીય વૈભવો પણ કડવા ઝેર લાગે છે

શુભભાવના પ્રણિધાનની જે સર્વોત્તમ સાનુકૂળતા મહામંત્ર શ્રીનવકાર પૂરી પાડે છે તેના અનુભવે નમ્રપણે એમ કહી શકાય કે, રવિતેજ સામે ઝાકળ ન ટકી શકે, તેમ શ્રીનવકારના એકનિષ્ઠ આરાધકના આત્મભાવ સામે અહંભાવ ન ટકી શકે અશુભ ધ્યાનને યોગ્ય કર્માણુઓ ન ટકી શકે

પોતાના જ ધ્યાનમા રોકાવાની જીવને અનાદિકાળથી વળગેલી લાલસા, તેને પરહિતચિંતાથી દૂર રાખે છે નિષ્કારણ કરુણાસિંધુ શ્રીઅરિહંત પરમાત્માની કરુણાના પ્રણિધાનના પ્રભાવે તે ધ્યાન જેમ જેમ નાનું થતું જાય છે, તેમ તેમ આત્મભાવ આગળ આવતો જાય છે આત્મભાવ-

આગળ આવતો જાય છે, તેમ તેમ પાપકર્મો અને કષાયોનું જોર ઘટતુ જાય છે પાપકર્મો અને કષાયોનુ જોર ઘટે છે એટલે જીવનમા ચાદની રાતની સમરસતા ફેલાય છે તે સમરસતામા જીવ માત્રના કલ્યાણની ભાવનાના મૃદુ સૂર સ્વાભાવિકપણે ગૂજતા હોય છે

આત્માને વળગેલો 'હું' એ તેના ભવભ્રમણનુ કારણ છે સર્વ જીવોના હિતને ભાવ આપવાથી આત્મા ઉપરની તેની પકડ ઢીલી પડવા માંડે છે

'હું'ની પકડ ઢીલી પડે એટલે વિચાર, પ્રભુમુખી બને પ્રભુમુખી વિચારમા સ્વાભાવિકપણે સર્વ શ્રેયસ્કર આત્મભાવ હોય છે

શ્રીનવકાર જેમને પ્રાપ્ત નથી થયો તેના કરતા અધિક જવાબદારી શ્રીનવકારને પામનારા પુણ્યશાળી આત્માઓની ગણાય તે જવાબદારીના પાલનમા જે આત્મા જેટલા પ્રમાણમા અધિક સક્રિય બને તે તેટલા પ્રમાણમા અધિક ઊચા પદનુ પુણ્ય બાધે

ઊચા પુણ્યને દયામૂલક ઊચા કાર્ય સાથે ગાઢ સબધ છે અને ભાવદાનથી અધિક ઊચુ ભાગ્યે જ બીજુ કોઈ કાર્ય ગણાય

આત્મભાવના સતત સમર્પણ સિવાય પરમાત્મભાવની પાત્રતા પ્રગટી શકતી નથી

પરમાત્મભાવના સર્વોચ્ચ શિખરે પહોચવાના આપણા સહુના મનોરથ, ત્રિભુવનપતિ શ્રીઅરિહત પરમાત્માની સર્વકલ્યાણમયી ભાવનાની એકનિષ્ઠાપૂર્વકની આરાધના વડે વહેલા વહેલા ફળો

# (૨) ભાવની તાકાત

સ્વવિષયકભાવ મોટે ભાગે ભવપરંપરામાં જ પરિણમે છે

ભાવને સર્વજીવવિષયભૂત બનાવવા માટે સર્વ જીવોના હિતના પરમચિંતક શ્રીઅરિહંત પરમાત્માની આજ્ઞા પ્રમાણે મન વચન કાયાને ચલાવવાની ઉપકારી ભગવંતોએ આપણને આજ્ઞા કરી છે

મહામંત્ર શ્રીનવકાર પ્રત્યેની નિષ્ઠા, શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના હૈયામાં હોય છે તેવા ભાવ પ્રત્યેની આપણી ભાવક્ષુધાનો નિર્દેશ કરે છે

સતતપણે શ્રીનવકારવશવર્તી બની રહેવાની શાસ્ત્રકાર ભગવંતોની આજ્ઞા આપણા ઉપર આઠ પ્રકારના કર્મોરૂપી શરીરમાંનું કોઈ શરીર ચઢી ન બેસે અને મદારીના માંકડા જેવા બૂરા આપણા હાલ ન થાય તે ઉદાત્ત, મંગલ હેતુ પૂર્વકની છે

કર્મોના દુર્ભેદ્ય ગઢને ભેદવાની આત્માની તાકાતને સર્વ જીવોના હિતની ઓજસ્વિની ભાવના ઓછા સમયમાં પ્રગટ કરે છે

તારુનો જળ સાથેનો સબધ એને સરિતા સાગર તરવામા સહાયભૂત થાય છે, તેમ આરાધકનો જગતના જીવો સાથેનો ભાવસબધ બધના હેતુભૂત ન બનતા, ભવસાગર તરવામા સહાયભૂત થતો હોય છે

ભાવના ભર્યો સમદરને સદાય ખારો વખ રાખનારા કષાયો, ભાવમાથી 'હુ' ખેચાઇ જતાની સાથે નિર્મૂળ થઇ જાય છે

કષાયના ક્ષય ઉપર ભાવની શુદ્ધિ અને વૃદ્ધિનો આધાર રહે છે.

કષાયના પોષણમા અગત્યનો ભાગ 'હુ' ભજવે છે

'હુ' હટે એટલે કષાયો જરૂર ઘટે

પારસમણીના સ્પર્શે લોઢાનુ સોનુ બની જાય છે, તેમ શ્રીનમસ્કાર જાપજન્ય ભાવના સ્પર્શે કથીર સરખા 'હુ'નુ કાચન સરખા 'અમે'મા રૂપાતર થવા માડે છે

ભાવની શુદ્ધિ થાય છે, એટલે આરાધકના હૈયામા જગતના જીવો સાથેના ભાવ સબધની ભૂખ જાગે છે પવનના યોગે સર્વત્ર ફેલાતી સુગધની જેમ તેને લોક આખામા શુભભાવની વાવણી કરવાના મનોરથ થાય છે

ગામમા ધાડ પડે ત્યારે ભયનો માર્યો ઘરમા છૂપાઇ રહે તે કાયર કહેવાય, તેમ સખત ભાવભીડ ભોગવતા આત્માઓની મદદે ન જાય તે આરાધક, પ્રભુજીની ભાવનાની

પ્રભાવનાનો સો ટકાનો પક્ષકાર ન ગણાય,

દુર્ભાવને નિર્મૂળ કરવાની ભાવની અપ્રતિમ શક્તિ, તેની સર્વંગામિતા અને સર્વસ્પર્શિતાનો પુરાવો છે

વણનોતર્યા કરોડો દેવો જેઓશ્રીની સેવા કરવા માટે પડાપડી કરતા હોય છે, તે શ્રીઅરિહંત પરમાત્માના પરમતારક શાસનને પામેલા પુણ્યશાળી આત્માઓને ભાવ નાના પ્રભાવ સબધી કઈ પણ કહેવું તે જોષીના દીકરાને 'વાર'નો પાઠ ભણાવવા સરખુ ગણાય

વરાળનું જોર વધતાની સાથે, તે ગમે તેવા મજબૂત વાસણને તોડીને બહાર નીકળી જાય છે, તેમ સર્વજીવ વિષયભૂત ભાવના એના ભાવુકને ક્રિયાત્મક માર્ગે વાળવામા ભાગ્યે જ અસફળ પુરવાર થાય છે

જગતના સર્વ જીવોનો પોતે ભાવ સબધી છે, એવી સમ્યક સમજ આરાધકને શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના ભાવની પૂબ જ નજીક લઈ જાય છે

સર્વજ્ઞ શ્રીવીતરાગ ભગવતે પ્રકાશેલી નાની મોટી સઘળી ધર્મક્રિયાઓ, જીવના જગતના સર્વ જીવો સાથેના ભાવસબધને બહાલી આપે છે

સઘન ભાવની શક્તિ એના ધારકને ધીમે ધીમે સર્વ-ભાવનિરપેક્ષ સમભાવમા સ્થિર કરે છે અને તેનો વધુમા વધુ લાભ જગતના જીવો પોતપોતાની કક્ષા અનુસાર

પામતા હોય છે

તો પછી સર્વ સંબંધોના તીવ્ર બંધનો તોડીને મુક્તિરમણીને વરવાનું શાસ્ત્રવચન સિદ્ધ કઇ રીતે થાય ?

શ્રીતીર્થંકર પરમાત્માએ મુક્તિરમણીને વરવા માટેનો જે ધર્મ પ્રરૂપ્યો છે તે સંપૂર્ણપણે વિધેયાત્મક છે તેમા નકારને જરા જેટલુ પણ સ્થાન નથી સર્વ સંબંધોના બંધન છેદીને આગળ વધવાની તેઓશ્રીની આજ્ઞાના મૂળમા ભારોભાર ભાવદયા રહેલી છે

સંબંધનુ બંધન તોડવું એટલે જીવનો ઇન્કાર કરવો એમ નહિ, પરંતુ તેની સાથેના 'હું'ના પરિણામરૂપ સંબંધને આત્મભાવના નિસ્વાર્થમય સંબંધમા પરિવર્તિત કરવો તે આ રીતનો સંબંધ વધતો જાય, તેમ તેમ આત્મા સ્થૂલ સંબંધોના બંધનોમાથી મુક્ત થતો જાય

તરવા માટે સરિતામા ઝંપલાવતા તારુને જળ વડે બંધાએલો ન કહેવાય, તેમ ભવસાગર તરવાના હેતુપૂર્વક ભાવસંબંધને ભાવ આપનાર આરાધક અધિક બંધનોનો ભાગી બની રહ્યો છે, એમ ન કહેવાય

તારુ જળ વડે જળને કાપે છે તેમ આરાધક ભાવસંબંધ વડે ભવને કાપે છે

ભાવસંબંધના યોગે આત્મા, અનેક આત્માઓના શુભભાવને પોતાનામા ખેંચી શકે છે તે શુભભાવનો યોગ,

ચારગતિમય સંસારચક્રની ગતિને આસાનીપૂર્વક આંબી શકે છે

પરંતુ જો ભાવ મુજબ ક્રિયા ન થતી રહે તો ?

ઉપર જણાવ્યું તેમ, ભાવનો જોસ એના ભાવુકને તથાપ્રકારની ક્રિયામાં જોડયા સિવાય રહેતો જ નથી

ભૂખનો જોસ ક્ષુધિતને ગમે તે માર્ગે રોટલો મેળવવાની ક્રિયામાં જોડી દે છે તૃષાનો જોષ તૃષાતુરને મૃગજળ સુદ્ધાની પાછળ દોડાવી દે છે, તેમ ભાવનાનો જોસ ભાવુકને ક્યારેય સર્વથા નિષ્ક્રિય બેસવા દેતો નથી

ભાવ જન્મે છે ક્યાથી ?

આત્મામાંથી

એનું પ્રધાન કર્તવ્ય શું છે ?

અનાત્મભાવની નાબૂદી

તેમાં જગતના સઘળા જીવોને મેળવવાની શી જરૂર ગણાય ?

શ્રીજિનેશ્વર ભગવાને પ્રરૂપેલો ધર્મ સ્વપરશ્રેયસ્સાધક છે તેઓશ્રીની આજ્ઞામાં એકાંતને મુદ્દલ સ્થાન નથી

એટલે જે ભવ્ય આત્મા તેઓશ્રીની આજ્ઞા મુજબની ધર્મારાધનામાં જોડાય છે, તેને જેટલું લક્ષ્ય સ્વપરિણામ તરફ રાખવું પડે છે, એટલું જ પરહિત તરફ રાખવું પડે

છે પરના હિતને અપાતો ભાવ, આત્મામા અનાદિ કાળથી ભરાઈને રહેલા સ્વવિષયક ભાવને પલાળીને ઓગાળી નાખ-વામા, અગત્યનો ભાગ ભજવે છે

મતલબ કે જગતના સર્વ જીવોને યથાર્થ ભાવ આપ્યા સિવાય, જીવની ભવાસક્તિ મૂળમાથી ચલાયમાન થઈ શકતી નથી તેમ જ શ્રીપ ચપરમેષ્ઠિ ભગવતો પ્રત્યે હૃદયપૂર્વકની ભક્તિ દાખવી શકાતી નથી

શ્રીપ ચપરમેષ્ઠિ ભગવતોની ભક્તિની વાત સમજાય છે, પર તુ જગતના સર્વ જીવોના હિતને ભાવ આપવાની વાત સમજાતી નથી

પોતાના રાજવી પ્રત્યે જેને પૂરો આદર હોય તેને તેની રૈયત પ્રત્યે ભાગ્યે જ અનાદરભાવ હોય, તેમ જે ભાગ્યશાળી આત્માને શ્રીપ ચપરમેષ્ઠિ ભગવતો પ્રત્યે પરમ પૂજ્યભાવ હોય તેને તેઓશ્રીના ભાવના વિષયભૂત જગતના સર્વ જીવો પ્રત્યે સ્વાભાવિકપણે સદ્ભાવ રહે જ

અને જ્યા સુધી સમગ્ર જીવનમા એ રીતનો ભાવ ન ઉભરાય, ત્યા સુધી ભવની અનેક ભૂલભૂલામણીઓમા ભટકવાના મૂળ કારણોના મૂળ આત્મપ્રદેશોમાથી નાબૂદ ન થાય

મોક્ષ માટે પોતાની જાતને નાબૂદ કરવાની સઘળી તૈયારીઓને હરખાતા હૈયે વધાવવી પડે છે, તેમ મોક્ષને

લાયક બનવા માટે પોતાના સ્વાર્થ પ્રત્યેની સઘળી મમતાને ભાવસબધના યોગે સાવ ઢીલી કરવી જ પડે તેના સિવાય મોક્ષની અગ્રભૂમિકા સુધી પહોચવાનો વીર્યોલ્લાસ આત્મા પ્રગટાવી શકતો નથી

પરતુ એનાથી પરને શો લાભ ?

પરને એ લાભ કે ભવની તેમના આત્મા ઉપરની તીવ્રતર પકડ જરાક પણ ઢીલી પડે છે

તેની શી ખાત્રી ?

આરાધકોની વિદ્યમાનતા એ તેની અસરનુ સબળ પ્રમાણ છે

આપ ણેની સ્થૂલ ક્રિયાની સ્થૂલ શરીરને અસર થાય છે, તેમ ભાવના આદાન પ્રદાનની સૂક્ષ્મ ક્રિયાની સૂક્ષ્મ શરીર ઉપર અસર થાય છે

ભાવને પ્રગટ કરવાની સર્વ શ્રેષ્ઠ રીત કઈ ?

જેઓ પરમભાવને પૂર્ણપણે પામેલા છે, તે શ્રીઅરિહત અને શ્રીસિદ્ધ ભગવતો તેમ જ જેઓથી તે પરમભાવને વરવા કાજે અપ્રમત્તપણે અપૂર્વ આત્મપુરુષાર્થ ખેડી રહ્યા છે, તે શ્રીઆચાર્ય, શ્રીઉપાધ્યાય અને શ્રીસાધુ ભગવતોની ભક્તિમા ત્રિવિધે ઓતપ્રોત થઈ તે

આજના દેશકાળમા શું તે શક્ય છે ?

ધ્યેયનિષ્ઠાસંપન્ન આત્માને આવો પ્રશ્ન ન શોભે પૂર્ણને પામવાના ચોક્કસ ધ્યેય સાથે વાક્યનો આરંભ કરીને જ તે જપે છે એકાએક પૂર્ણ ધ્યેયને પામી શકાય તેવું ન હોય એટલે તે માર્ગ ઉપર ચાલવાનું પણ માંડી વાળનાર આત્મા કરતાં, વિસામો ખાઈને આગળ વધવાની શક્તિવાળો આત્મા પણ થોડાક કાળમાં ઘણો આગળ નીકળી જાય છે

ભાવ જ્યારે સર્વજીવવિષયતા ધારણ કરે છે, ત્યારે તેનું મૂલ્ય સર્વજનસાધારણ હવા, પાણી અને પ્રકાશ કરતાં પણ ઘણું વધી જાય છે

સર્વજીવવિષયક ઉત્કૃષ્ટ ભાવદયાના વાહકનો જગત્રય વ્યાપી શો દરજ્જો હોય છે, તે બરાબર હૃદયગત કરવા માટે ભાગ્યશાળીઓએ શ્રીતીર્થંકર પરમાત્માના ત્રીજા અને છેલ્લા ભવનું ભક્તિસભર હૃદયે દર્શન કરવું જોઈએ

તેઓશ્રીના વિશિષ્ટ કોટીના પ્રત્યેક આત્મપ્રદેશમાં છલકાતી ભાવદયામાં ભવનને વિષે ભૂંડે હાલે ભટકતા ભવ્ય આત્માઓને તારવાની અકલ્પ્ય ક્ષમતા હોય છે

મતલબ કે જે સત્ત્વશાળી આત્માઓ શ્રીતીર્થંકર પરમાત્માએ પ્રરૂપેલા માર્ગ પર ચાલી રહ્યા છે, તેમ જ જેઓ ચાલવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને જેઓ ચાલી શકતા નથી પરંતુ તે માર્ગ જ સાચો છે એવું હૃદયપૂર્વક સ્વીકારે છે તેમની, આડવાટે ચઢી ગએલા આત્માઓને

માર્ગાભિમુખ કરવાની ફરજને ફળીભૂત કરવામા બધા સબધો કરતા ઊચો ભાવ સબધ ખૂબ જ સહાયક નીવડે તેમ છે અને તે સબધ ખીલવવામા જેટલો પ્રમાદ આપણે સેવીએ, તેટલા આપણે શ્રીઅરિહત પરમાત્માની ભક્તિને પાત્ર બનવામા મોડા પડીએ

ભાવથી સબધ બાધવાની જોરદાર ભાવનાનો ઉદય, આત્માના ભવો પૂરા થઈ રહ્યા હોવાની નિશાની છે

ભાવસાગર શ્રીનવકારમા દિવસમા એકાદવાર દિવ્ય સ્નાન કરવાનુ જેમનુ પુણ્ય જાગતુ છે, તે ભાગ્યશાળીઓ ભવના ગામડાને દૂર ફગોળી દેવામા વહેલા વહેલા સફળ થાઓ ! તેમ જ તેમની તે સફળતા બીજા અનેક આત્માઓને શાસનરસી બનાવવામા ઉપયોગી બનો !

卐

શ્રીનવકારના એકનિષ્ઠાપૂર્વકના જાપનો તાપ, ભવની ગમે તેવી છાપ (પાપ)ને સર્વથા નિર્મૂળ કરી શકે છે

## (૩) ભાવનો સંબંધ

જે સત્ત્વશાળી આત્માના મનમા જગતના કોઇ જીવ પ્રત્યે દુર્ભાવ નથી હોતો, તેના પ્રત્યે જગતના સઘળા જીવો આસ્તે આસ્તે આદરવાળા બનતા જાય છે

તથાપ્રકારના ભાવના આઘાત અને પ્રત્યાઘાતની જીવન ઉપર ગભીર અસર પડે છે

એક કલાક સુધી એક વ્યક્તિ સબધી ખરાબ ભાવ ભાવીને આપણે તેને મળવા માટે જઈશું, તો તેના આપણા પ્રત્યેના ભાવમા આપણને તત્કાળ મોટો તફાવત અનુભવવા મળશે

તે જ રીતે કોઈ પણ જીવ પ્રત્યે સદ્ભાવની લાગણી-પૂર્વક જોવાથી તે જીવનો આપણા પ્રત્યેનો પૂર્વકાળનો ગમે તેવો દુર્ભાવ પણ ઓસરવા માડતો દેખાય છે

દુર્ભાવ જન્મે છે અયથાર્થ દર્શનમાથી

યથાર્થ (સમ્યગ્) દૃષ્ટિવાળો આત્મા, કોઇ જીવ પ્રત્યે તુચ્છતાભરી નજરે જોઇ જ ન શકે

જે પોતાના આત્માને જાણે છે તેને પરના આત્માને જાણવાની ચાવી જડી જાય છે

પરમા પોતાને જોવાની સુરુચિ કેળવવાથી આત્માનો આત્માઓ વચ્ચેનો ભાવસબધ શુદ્ધ બને છે તે ભાવ સબધની તાકાત આત્મા વડે આત્માને જાણવાની આપણી તાકાતમા વધારો કરે છે

તે શક્તિ વડે આપણે શ્રીજિનેશ્વરદેવની ભાવનાની સાચી ભક્તિ કરવાને લાયક બની શકીએ, શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાનું યથાર્થ મહત્ત્વ સમજી શકીએ

આત્મા વડે આત્મા ઓળખાય નહિ ત્યા સુધી આપણે અનાદિ કાળથી આપણી જાતને જે રીતે ઓળખતા આવ્યા છીએ, તે રીતમા કશો ખાસ ફેર પડે નહિ અને ભવભ્રમણ આપણું ઘટવાને બદલે વધતું જ રહે

આત્માના જગતવ્યાપી ભાવસબધને સ્વસુખાય યોજવા જતા આપણે કહેવાય તેટલુ બધુ દુખ વહોરી બેઠા છીએ વર્ણવી ન શકાય તેવી સત્ત્વમદતા આપણા જીવનમા સ્પષ્ટ દેખાય છે કીડીને એના કણ અને દર સાથે હોય છે તેવા પ્રકારનો સ્વાર્થ અને ઘર સાથેનો આપણો સબધ બનતો જાય છે ઘણાના હિત ખાતર આપણી જાતને સહેજ પણ ઘસરકો ન પડી જાય, તેની સાવચેતી રાખવાની અવિદ્યાજનિત વૃત્તિએ આપણને મહામત્ર શ્રીનવકારના સર્વોત્તમભાવના મહાછદને ઝીલવાને પૂરેપૂરા યોગ્ય રહેવા દીધા નથી

'નાથ આપણા નિષ્કારણ કરુણાસિંધુ શ્રીઅરિહંત પરમાત્મા'

'ગુરુ આપણા પંચમહાવ્રતધારી મુનિમહાત્મા'

અને તેઓશ્રીના દાસાનુદાસ અને દાસ કહેવડાવવામાં ગૌરવ અનુભવતા આપણે વાસ્તવમાં કઈ છાપ લઈને હરીએ ફરીએ છીએ ?

આમ શાથી થયું ?

દિગંતવ્યાપી આપણી પ્રતિભા ઝાંખી શાથી પડતી જાય છે ?

શ્રીજિનેશ્વરદેવ પ્રરૂપિત ધર્મનું એની વિધેયાત્મક ભાવનાપૂર્વક પાલન કરવાની આપણા પૂર્વજોની નીતિરીતિને અનુસારવામાં આપણે દાખવેલી ઉદાસીનતા તેમ જ બેપરવાઈ આજે આપણને અનેકરૂપે નડી રહી છે

કોઈ પણ વ્યક્તિ યા સમુદાય જ્યારે તત્ત્વના નિષેધાત્મક સ્વરૂપનું પાલન કરવાની શરૂઆત કરે છે, ત્યારે તેનું સત્ત્વ દબાવા માંડે છે વીર્યોલ્લાસ મંદ થવા માંડે છે, સમર્પણભાવ ઉપરચોટિયો બની જાય છે અને તેમાં ઓછામાં ઓછો ઘસારો તેના સ્વાર્થને પહોચતો હોવાથી તેને તે ગમી પણ વિશેષ જાય છે પરંતુ એ પ્રકારની આરાધનાના પરિણામે જે પુણ્ય બંધાય છે તે પણ સામાન્ય કોટીનું હોય છે જ્યારે તે ઉદયમાં આવે છે, ત્યારે ભાગ્યે જ

અન્ય આત્માઓના શુભાશુભ બંધમાં તેનો હિસ્સો નોંધાતો હોય છે

ચૌદરાજલોકના બધા જીવોને હૈયામાં રાખવાના ઉપદેશથી ભરેલા અણમોલ સૂત્રોનો જે અણમોલ વારસો આપણને મળેલો છે, તેનો આપણે તેના મહાદાતારની મૂળ ભાવના અનુસાર જો સદુપયોગ ન કરી શકીએ તો આસ્તે આસ્તે તે બધા સૂત્રો પ્રત્યેના આપણા પરમપૂજ્ય ભાવમાં ફેર ન પડી જાય કે ? અને લાંબે ગાળે તે સૂત્ર ગ્રન્થો આપણા હૃદયને બદલે કબાટની માત્ર શોભારૂપ ન બની જાય કે ?

આત્માના દળ અને નિર્મળતા અનુસાર ભાવ તેમાંથી પ્રગટે છે

તે દળનું ઘડતર અને નિર્મળતાનું પ્રાગટ્ય શ્રીનમસ્કાર મહામંત્ર પ્રત્યેની જીવની સંનિષ્ઠા અનુસાર થતું હોય છે

હૃદયશૂન્ય માનવો પણ ઘણી વાર સ્વાર્થને વશ થઈને ભાવભર્યા લાગે તેવા શબ્દો બોલતા હોય છે

પરંતુ જેના હૈયામાં પવિત્ર ભાવ ભરેલો હોય છે, તે તેને તરત જ પારખી જાય છે ભાવસભર તેના જીવન ઉપર બોલનારના શબ્દોની પાછળ રહેલા આશયની પ્રતિચ્છાયા તરત જ પડી જાય છે

રણમેદાન પર ઝઝૂમતા સૈનિકને સ્વરાષ્ટ્રના બચાવ

ખાતર પોતાનો બચાવ કરવાનો હોય છે, તે જ રીતે આપણે આપણી ખાતર નહિ પરંતુ શ્રીઅરિહંત પરમાત્માની આજ્ઞાની પ્રભાવના ખાતર જીવન જીવવાનું હોય છે રાષ્ટ્ર આખાના બચાવની ભાવના, સૈનિકના શૂરાતનને ટોચે પહોંચાડે છે, તેમ જગતના સર્વ જીવોના કલ્યાણની શ્રીજિનેશ્વર ભગવાનની સર્વોચ્ચ ભાવનાની પ્રભાવનાના હેતુપૂર્વકનું જીવન અનેરી વિશ્વમયતા ધારણ કરે છે રાષ્ટ્ર સામેથી પોતાની નજર ફેરવી લઇને સૈનિક જ્યારે પોતાની જાતની સલામતીની વેતરણમાં પડે છે ત્યારે તેના વતની બંદુક તેને ખતમ કરી નાખે છે, તેમ શ્રીજિનેશ્વરદેવની આજ્ઞા વિરુદ્ધના જીવનમાર્ગે ડગ ભરવાથી જીવન આપણા જગતવ્યાપી ભાવસંબંધની ભૂમિકા પરથી ઘણા નીચે ઉતરી જાય છે

જગતના સર્વ જીવોના પરમહિતની ભાવનાપૂર્વકની શ્રીતીર્થંકર પરમાત્માની આજ્ઞાના અંગભૂત વિવિધ ધર્મ કાર્યો કરતી વખતે 'આ આરાધના જગતના સર્વ જીવોના અસુખને ટાળવામાં સહાયભૂત થાઓ ! આ આરાધનાના પ્રભાવે બંધાનારા પુણ્યમાં સર્વનો હિસ્સો હો !' એવી રીતની આપણી આંતરપરિણતિ બની રહે તો આરાધનાની અસર કરવાની ઝડપનો આપણને યથાર્થ ખ્યાલ આવે

સર્વપાપનો નાશ કરનારા મહામંત્ર શ્રીનવકારના જાપમાંથી જન્મતી પવિત્ર શક્તિનો મોટો હિસ્સો જો આપણા સ્વાર્થને પોષવા પાછળ જ ખર્ચાતો રહે, તો આપ ણને તેના વચનનું સુફળ ચાખવા ક્યાંથી મળે ?

શ્રીનવકારની સર્વપાપપ્રણાશકતા, આત્માના જગત વ્યાપી ભાવસબંધની સૂચક છે કારણ કે સર્વ પાપોના નાશની શ્રીનવકારની શક્તિ એના આરાધકના હૈયાને નાના મોટા સર્વ જીવો પ્રત્યેના અપૂર્વ વાત્સલ્ય વડે ભરી દે છે એ વાત્સલ્યના પ્રભાવે તેને પોતાના કરતા જગ પણ ઓછો કે ઉતરતો ભાવ જગતના કોઇ પણ જીવના વાસ્તવિક હિત પ્રત્યે રહેતો નથી નાનુ મોટુ કોઇ પણ કાર્ય કરતી વખતે તે જેટલુ લક્ષ્ય પોતાના હિત તરફ રાખે છે, એટલુ જ પરના હિતની ચિંતા પ્રત્યે રાખે છે

શ્રીજિનેશ્વર ભગવતે પ્રકાશેલા ધર્મની એ અનન્યતમ વિશિષ્ટતા છે કે તેની એકનિષ્ઠાપૂર્વક આરાધના કરનારો આત્મા ભાગ્યે જ કોઈ જીવની વિરાધનાના પરિણામનો પક્ષકાર બને છે

એક આત્માનો શુભભાવ જો બીજા આત્માને અસર કરતો ન હોય, તો જીવની વિરાધનાની અસરનું તત્ત્વજ્ઞાન અર્થહીન ઠરે

ઘરના ઓરડામા બેસીને એક આત્મા, જગતના કોઈ પણ જીવ સબધી જે જાતનો ભાવ ભાવે છે, તે જાતના કર્મબધનો તે ભાગી થાય છે મતલબ કે એક આત્માના કર્મબધમા નિમિત્તભૂત થનારો બીજો આત્મા તેજ રીતે તેની કર્મમુક્તિમા પણ સહાયભૂત થતો હોય

છે અને એ રીતે એક જીવનો અધિક દળદાર ભાવ, ભવ વનને વિષે ભટકતા આત્માઓને અદ્‌ભુત નિમિત્તોના ભાગી બનાવે છે

લાંબો કૂદકો મારનારને લાંબા અંતરથી દોડ શરૂ કરવી પડે છે, તેમ ઊંચી ભાવના લાંબા અને વ્યાપક ફલક સિવાય પુરેપૂરી સાકાર બની શકતી નથી

જગતના સર્વ જીવોને સવાર-સાંજ ત્રિવિધે ખમાવવાની જે વિધિ આપણે પ્રતિક્રમણ દરમ્યાન કરીએ છીએ તે જીવના જગતના સર્વ જીવો સાથેના ભાવસંબંધનું માહાત્મ્ય સ્પષ્ટ કરે છે

સર્વજ્ઞ ભગવંતે પ્રકાશેલો પ્રતિક્રમણ ધર્મ, આક્રમણ દ્વારા નહિ, પરંતુ આત્મભાવના આદાન-પ્રદાન દ્વારા જ જીવ, જગતસાગરની પાર થઈ શકતો હોવાની હકીકતોને પુષ્ટ કરે છે

આત્માના ઊંચામાં ઊંચા ભાવનો મહાશુભયોગ કરાવી આપનારા સામાયિકનું મૂલ્ય અને તેનું પરમ તીર્થંકર પરમાત્માએ પુણ્ય (પુણિઆ) શ્રાવકબંધુને અનુલક્ષીને કરેલું વર્ણન, ભાવની સર્વોપકારિતાનું સ્પષ્ટ સમર્થન કરે છે, કારણ કે જેનામાં અધિક સર્વોપકારિતાના સર્વ લક્ષણો હોય છે, તેનું જ તે રીતનું મૂલ્ય અંકાય એટલા માટે પાણી કરતાં હવા અધિક મૂલ્યવાન લેખાય છે અને હવા કરતાં અધિક મહત્ત્વ આકાશનું તેમ જ આકાશ કરતાં

અધિક મૂલ્યવાન આત્માનો સર્વોચ્ચ નિર્મળ ભાવ (ધર્મ) લેખાય છે

વધુમા વધુ ભાવને પ્રગટ કરનારા શ્રીતીર્થંકર પરમાત્માએ પ્રકાશેલા વર્ષની, સુગુરુની આજ્ઞામા રહીને આરાધના કરનાર ભાગ્યશાળી આત્મા, જગતના સર્વ જીવોના અધિકમા અધિક હિતને ભાવ આપીને ભવજળ તરવાના પોતાના સકલ્પની તાકાતને અનતગુણી વધારી શકે છે

એકલા તરવાના ભાવપૂર્વક થતી ધર્મારાધના અને સર્વ જીવોને તારવાના ઉત્કૃષ્ટ મગલ ભાવપૂર્વક થતી ધર્મારાધનાના સુપરિણામ વચ્ચે, સરિતા અને સાગર વચ્ચે હોય છે, તેટલુ અતર હોય છે

એવો ભાવ ભાવવા માત્રથી એકની સાથે બીજાઓ પણ તરી જઇ શકે ખરા કે ?

એ રીતનો ભાવ, આત્માના સર્વાત્મભાવને ઓછા સમયમા અધિક પુષ્ટ કરે છે, ઉદયમા તેમ જ સત્તામા રહેલા અનેકવિધ કર્મોને ઝડપભેર વટાવી શકે છે અને આત્માની પરમ નિર્મળ કાન્તિનુ જગતના સર્વ જીવોને સુભગ દર્શન કરાવી શકે છે

એટલે જગતના સર્વ જીવોના કલ્યાણના પરમભાવ પૂર્વકની એક આત્માની આરાધના તેને વધુમા વધુ લાભ પહોચાડવાની સાથોસાથ, આત્મવિકાસની ભૂમિકા ઉપર

આવી પહોચેલા ભવ્ય આત્માઓને વાતાવરણમાની સુગધની માફક ભાવસભર બનાવી શકે છે

ભાવની અસર કરવાની રીત અત્યત ગૂઢ હોવાથી તે બુદ્ધિ વડે કદાચ ગ્રહણ ન થઇ શકે તેટલા માત્રથી— ભાવની સર્વદેશીય ઉપકારકતાથી ભારોભાર ભરેલા શ્રીજિનેશ્વર ભગવાનના વચનોમા આપણે સહેજ પણ શકા કરીએ તે તેઓશ્રીના વારસદાર તરીકેની આપણી પાત્રતાને ઝાખી પાડવા સમાન છે

દશેય પ્રાણો જ્યારે સીધી લીટીમા આવીને મહામત્ર શ્રીનવકારની આરાધનામા ઓતપ્રોત થાય છે, ત્યારે તેમાથી પ્રગટતો આત્માનો શુભભાવ, એટલી ઝડપથી જગત આખામા સચરતો થાય છે કે પવન અને પ્રકાશની ગતિ પણ તેની સાથે હોડ બકી શકતી નથી

જગતના નાથ તરીકેની પોતાની સઘળી જવાબદારી સ્વાભાવિકપણે બજાવી રહ્યા હોવાને કારણે જ શ્રીઅરિહત પરમાત્મા ''જગનાથ' તરીકે ઓળખાય છે, સ્તવાય છે, પૂજાય છે

તે જવાબદારી એટલે જગતના સર્વ જીવોના યોગ ક્ષેમનું સહજપણે વહન તેઓશ્રીના અત્યત દળદાર આત્માની જ એ વિશિષ્ટતા હોય છે કે તેના વડે સર્વ જીવોના યોગક્ષેમનું સ્વાભાવિકપણે સતત વહન થતું રહે

કોઈ પણ સમયે શ્રીઅરિહત પરમાત્માની પરમતારક નિશ્રાવિહોણુ જગત હોઇ જ ન શકે એ શાસ્ત્રવચન

શ્રીઅરિહંત પરમાત્માના આત્માનું સર્વજીવહિતચિન્તકત્વ કઇ કોટીનુ હશે તે આપણને સમજાવે છે તે સર્વજીવહિત ચિન્તકત્વને માણદુ કરવામા જેટલો તેઓશ્રીના વિશિષ્ટ કોટીના આત્મદ્રવ્યનો હિસ્સો હોય છે એટલો જ જગતના ભવ્ય જીવોની લાચાર દશાનો હોય છે

આત્માની અનત અને અમાપ શક્તિ જગતના સર્વ જીવોને કેટલી હદે લાભ પહોચાડી શકે છે, તે આપણે શ્રીઅરિહત પરમાત્માના જીવન ઉપરથી સારી રીતે સમજી શકીએ તેમ છીએ

દેવાધિદેવ શ્રીઅરિહત પરમાત્માની કરુણાની એ તાસીર હોય છે કે તે કોઈ જીવને નકારે નહિ અવગણે નહિ ધુત્કારે નહિ પરતુ વષતા પુષ્કરાવર્ત મેઘની જેમ સતતપણે લોક આખામા વરસતી રહે

તે કરુણાને પકવનારી ભાવનાની ઉત્કૃષ્ટ પ્રકારની ઉષ્મા અને તેના વિષયભૂત ત્રણ જગતના સર્વ જીવો પ્રત્યેની આપણી સમગ્ર જીવનનીતિ આપણા નાથની હતી અને આજે ય છે તેના કરતા કઇક મદ પ્રકારની હોય તે માની શકાય અને સ્વીકારી પણ શકાય પણ જો તે તેના કરતા વિરુદ્ધ પ્રકારની બનતી જતી હોવાના લક્ષણો વર્તાતા હોય તો આપણે સાવધ કેમ ન થવુ જોઇએ ?

'નમો અરિહંતાણં'ના આરાધકનો જીવનરથ આડ વાટે તો નથી દોડી રહ્યો ?

શ્રીતીર્થંકર પરમાત્મા જેમના નાથ છે, તે જગતના સર્વ જીવો પ્રત્યે આપણા હૈયામા સામાન્ય પ્રકારનો ભાવ રહેવો જ શા માટે જોઇએ ?

માનવ આકૃતિ વચ્ચે રહેલુ ચૌદ રાજલોકની આકૃતિનુ સામ્ય, માનવીના આત્મપ્રદેશો અને તજ્જન્ય નિર્મળ ભાવ ચૌદ રાજલોક સુધી ફેલાઇ શકતો હોવાની મતલબનુ આપણને ભાન કરાવે છે

મોક્ષ સિવાયના ફળની ઇચ્છાપૂર્વક થતી આરાધના કરતા ફલેચ્છારહિતપણે થતી આરાધનાના યોગે જરૂર અધિક કર્મ નિર્જરા થાય, તેમ છતા સર્વ જીવોના હિતની ઉત્કૃષ્ટ ભાવનાના પરિણામે આત્માને જે લાભ થાય છે, તે તેના કરતા અનેકગુણો અધિક હોય છે

આત્માના સમાને જગતનો કોઈ આત્મા પરાયો ન હોય

બધાનુ સગપણ પૂરૂ થતા જ આત્માનુ ભવભ્રમણ પૂરૂ થાય છે

ભાવસ બધને પુષ્ટ કરવાથી, ભવચક્રની ગતિને ભેદવાની આત્માની શક્તિ પૂરજોશમા પ્રગટ થાય છે

દેવ ગુરુ અને ધર્મ પ્રત્યે જે પુણ્યશાળી આત્માઓના હૈયામા અપાર અને અવર્ણનીય આદરભાવ હોય છે, તેને જગતને જોવા, જાણવા અને સન્માનવાની સઘળી યોગ્યતા ઓછા કાળમા મળી રહે છે

ભાવ વડે, ભવસાગરના જળને કાપવાની ક્રિયા કરનારો સત્ત્વસપન્ન આત્મા, જળમા રહીને જળ કાપનારા તારુની જેમ ટુ ક સમયમાં સામે પાર (શિવપુર) પહોચી જાય છે

# ભાવમંત્ર શ્રીનવકાર

શ્રીનવકાર, એ જીવના જગતના સર્વ જીવો સાથેના ભાવસબંધને સજીવ કરવાની અચિંત્ય શક્તિવાળો અજોડ ભાવમત્ર છે

જે ભવને મત્રે તેનુ નામ ભાવમત્ર

મતરવું એટલે વશ કરવુ તે

સલિલ, અનિલ, વિષ, વિષધર, દુષ્ટગ્રહ, રિપુ અને રોગને વશ કરનારા ઘણા મત્રો આ જગતમા આજે વિદ્યમાન છે પરતુ ભવને વશ કરવાની સંપૂર્ણ તાકાતવાળો શ્રીનવકારમત્ર એક જ છે તેનો જોટો નથી

ભવ એટલે જન્મ અને મૃત્યુના પરપરાને જીવાડનારા મનનાં તુચ્છ પરિણામો

તે પરિણામો ઉપર શ્રીનવકારમાથી પ્રગટતો શક્તિ પ્રવાહ અદ્દભુત અસર પહોચાડે છે તેમા શક્તિ જેટલો જ ભાવ સમાયેલો છે તે ભાવ તેમા રહેલા શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના જાપ અને ધ્યાનના પ્રભાવે પ્રગટ થાય છે કારણ કે ઊચામા ઊચો ભાવ તેઓશ્રીના આત્મામાં હોય છે

ઊચામા ઊચો ભાવ એટલે સર્વકલ્યાણનો ઉત્કૃષ્ટ મગલ ભાવ

શ્રીનવકારનો આરાધક તે મહા ભાવનો ભાગી બને છે

તે ભાવની અસરવાળુ તેનુ જીવન, ભવોત્પાદક વિચારધારાથી પર થતુ જાય છે એટલે તેને એ જીવન અધિક વહાલુ લાગે છે, જે સ્વ વડે જકડાયેલુ ન હોય

એવુ જીવન શ્રીપચપરમેષ્ઠિ ભગવતોને જ હોય છે

જુદા જુદા કાળ અને જુદા જુદા ક્ષેત્રના સર્વ શ્રીપચ પરમેષ્ઠિ ભગવતોને ભાવભર્યા હૈયે ભેટવાનુ શ્રીનવકાર એ અનુપમ પરમકેન્દ્ર છે તેમા ત્રિવિધે પ્રવેશનારા ભવ્ય આત્માને તે, ભવના તીવ્રતમ બધનો ઢીલો કરી નાખનારી અમૃતમયી ભાવના વડે નવાજે છે

ભાવનો એ સ્વભાવ છે કે તે સ્વવિષયક બનીને ભાવરૂપે ટકી શકતો નથી સર્વજીવવિષયકતા જ તેને વધુમા વધુ માફક આવે છે

એટલે જેમ જેમ શ્રીનવકારની આરાધનાનુ જોર વધતુ જાય, તેમ તેમ આરાધકના હૈયામા ભાવ જાગતો જાય, તે ભાવમાથી જન્મતી ભાવનામા સર્વ જીવોના શ્રેય નુ અનુપમ ચિત્ર નિર્માણ થાય

એટલે શ્રીનવકારને જીવન સોંપી દેનાર સત્ત્વશાળી આત્માના જીવન ઉપર ભવની હકુમત ચાલવાને બદલે

ભગવાન અને તેઓશ્રીની સર્વજીવહિતકર આજ્ઞાની હકુમત સ્થપાય છે

ધરતીમાના રસકસને ચૂસીને પુષ્ટ બનતી શેરડીની જેમ, આરાધક આત્મા શ્રીનવકારમાના ભાવ વડે પોતાના સમગ્ર જીવનને ભાવનાથી સભર બનાવી શકે છે

ભાવનાસભર જીવનમા છાશમાથી છૂટા પડતા માખણની જેમ ભવનિરપેક્ષતા પ્રગટવા માડે છે

ભવનિરપેક્ષતા પ્રગટવી શરૂ થાય એટલે આત્માનો આત્માઓ પ્રત્યેનો આદરભાવ વધી જાય તેમ જ શ્રીપચ પરમેષ્ઠિ ભગવતો પ્રત્યેની તેની ભક્તિ પરાકાષ્ઠાએ પહોચે

જગતના બધા જીવોના પરમ કલ્યાણને ઊચામા ઊચો ભાવ આપનારા શ્રીપચપરમેષ્ઠિ ભગવતોનો પૂર્ણ સહયોગ પ્રાપ્ત કરાવનારા મહામત્ર શ્રીનવકારને ભાવમત્રના નામે ઓળખવા—ઓળખાવવાથી તેની લોકોત્તરસિદ્ધિ પ્રદાયકતાને ઠીક ઠીક પ્રમાણમા સ્પષ્ટ કરી શકાય

ભાવ એ આત્માની વિભૂતિ છે

લોકત્રય ઉપર અસીમ તેના ઉપકારો છે

અતિ સૂક્ષ્મ તેનું કાઠુ (Structure) છે

અને તેથી અતિ ગહન—અસર કરવાની—તેની રીત છે

એક, બે નહિ પરંતુ એકસામટા દરેય પ્રાણોના બળપૂર્વક શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને ભજનાર આત્મા ઉપર, ભવ કયા માધ્યમ દ્વારા પોતાની હકુમત સ્થાપી શકે તે સંબંધી ઊંડો વિચાર કરતાં એ સ્પષ્ટ થાય છે કે, આજ સુધીની આપણી આરાધનામાં આપણા સઘળા પ્રાણોને આપણે સપ્રેમ નોતર્યા નથી અથવા તેઓ નોતરવા છતાં નોલ્લાસ આવ્યા નથી

કેન્સરની ગાંઠ કરતાં પણ વધુ જલદ ભવના બીજને મૂળમાંથી ઉખેડી નાખવાનું કાર્ય કેટલું અઘરૂં છે, તે સમજવા માટે કેન્સરના દર્દીનું ચિત્ર મનશ્ચક્ષુ સમક્ષ ખડું કરવું જોઈએ

તેમ છતાં તે કાર્ય અસાધ્ય નથી તે હકીકત છે

કારણ કે લોકમાં શ્રીનવકાર મોજુદ છે

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના સર્વોત્કૃષ્ટ ભાવના વિષયભૂત જગતના સર્વ જીવોને આપણા પવિત્ર ભાવના સંબંધી તરીકે સ્વીકારવાથી ઉઘડતા જતા અધિક આત્મભાવની અદ્દભુત અમર તે ભવબીજને આસ્તે આસ્તે ઓગાળી નાખે છે

આપણા ભાવનો આપણી સાથેનો સંબંધ ભાવનામય ન રહેતાં તુરત જ સ્વાર્થમય—ભવમય બની જાય છે અનુભવે તે બરાબર સમજાય છે

આજ સુધી આપણે આપણી જાતને ભાવ આપવામાં

જરા પણ કચાશ રાખી નથી, તેમ છતા આપણું ભવભ્રમણ ચાલુ જ છે હજી સુધી આપણે ભવને મઞી શક્યા નથી એ હકીકત છે આજેય આપણા ઉપર અધિક હકુમત શ્રીજિનેશ્વરદેવની ભાવનાની ચાલવાને બદલે ભવની જ ચાલે છે શ્રીજિનેશ્વરદેવના વચન અનુસાર પગલુ ભરતા પહેલા આપણે સાત વાર વિચાર કરીએ છીએ અને જ્યા આપણો સ્વાર્થ દેખાતો હોય છે, ત્યા દોડી જવામા વધુમા વધુ ઝડપ કરીએ છીએ તે વખતે આપણને મોટર અને આગ ગાડીની ગતિ પણ સાવ ધીમી વર્તાય છે

ભાવના મહાસાગર સરખા શ્રીનવકારને હૈયુ સમર્પિત કરવાનો મહાજોમ પ્રગટાવ્યા સિવાય, ભવની મજબૂત પકડમાથી આપણે ભાગ્યે જ છૂટી શકીશું

માને તો ભાઈ ભલાઈથી નહિતર છેવટે જોરદાર આચકો મારીને પણ આપણી જાતને આપણે ભવના કબજા માથી છોડાવીને, શ્રીનવકારના ભાવને હવાલે કરવી જોઈએ

તેના સિવાય આપણો આત્મભાવ નહિ જાગે

અને તેના સિવાય પનારે પડેલા ભવની વે કરવા માથી આપણે ઊચા જ નહિ આવીએ

ભાવની ઉપેક્ષા, ભવાસક્તિની સૂચક છે

જેના ગાળામા આપણી ગરદન ફસેલી છે, તેને ભાવ આપવાની વૃત્તિ થવી, તે આપણા અનેક જન્મ મરણ હજી

બાકી હોવાની સ્પષ્ટ નિશાની છે

'અહં'ના ભવમંત્રની સામે 'અર્હં'નો ભાવમંત્ર અનાદિકાળથી અપરાજિત મહામલ્લની જેમ અપ્રતિહતપણે ઊભો છે અને ઊભો રહેવાનો છે

જે ભાગ્યશાળીને મોક્ષ પ્રત્યે ભાવ હોય, તેને શ્રીનવકાર પ્રત્યે ભાવ હોય જ અને જેને શ્રીનવકાર પ્રત્યે ભાવ હોય, તેને જગતના સર્વ જીવો પ્રત્યે ભાવ પ્રગટે જ

પાયામા રહેલા જીવતત્ત્વની યથાર્થ ઓળખ સિવાય, મોક્ષરૂપી મહેલમા પ્રવેશ કરવાની પૂર્ણ યોગ્યતા ભાગ્યે જ પામી શકાય

આત્માનુ આત્મા સાથેનુ સગપણ, આત્માના ભવ સાથેના અનાદિના સગપણનો અત લાવવામા અકથ્ય સહાય પૂરી પાડે છે

શ્રીપચપરમેષ્ઠિ ભગવતોની ભાવનાનો દાસ, જરૂર ઓછા કાળમા ભવનો સ્વામી બની શકે



# પરહિતચિંતા

જેને જોતાવેંત શ્રીજિનેશ્વર ભગવાનની પરમ પવિત્ર સ્મૃતિ તાજી થાય, એવા જગતના જીવોની સહેજ પણ અવગણના થાય, તે શ્રીજિનેશ્વર ભગવાનની પરમહિતકર આજ્ઞાના ભંગ સમાન લેખાય

માનવ, પ્રાણી યા પદાર્થને જોતાવેંત તેનામા રહેલો દોષ પહેલો નજરે ચડે અને ગુણ મુદ્દલ વાચી પણ ન શકાય, એવી મનોદશા ગુણાનુરાગી આત્માને ખૂબ જ વસમી લાગે જન્મટીપની સજા કરતા પણ વધુ અસહ્ય પ્રતીત થાય

ગુણનુ આપણું ધોરણ નીચુ જાય છે ત્યારે જ પરમા રહેલા દોષને જોવાની દૃષ્ટિ વકરે છે

જે દૃષ્ટિમા પરના દોષ વસે અને ગુણ નહિ, તે અયથાર્થ દૃષ્ટિ ગણાય એવી દૃષ્ટિવાળાને જ્ઞાની ભગવંતો 'મિથ્યાદૃષ્ટિ' તરીકે ઓળખાવે છે કે જેની દૃષ્ટિ સદાય મિથ્યાને જ મહત્ત્વ આપે

આવુ ત્યારે જ બનવા પામે છે, કે જ્યારે આપણી જાત તરફનો આપણો પક્ષપાત ઘણો વધી જાય છે આપણો

કેવળ આપણી જાતનો જ પક્ષ કરીએ એટલે સ્વાભાવિકપણે જગતના જીવોના પ્રતિપક્ષી બની રહીએ તેમાથી રાગ-દ્વેષ અને કષાયો જન્મે અને જગતમા અશુભભાવનુ બળ વધવા પામે

આપણો પક્ષ કરીને આપણે કોના પક્ષકાર બનીએ છીએ તેનો જો ગભીરપણે વિચાર કરીએ, તો આપણા પ્રત્યેનો આપણો સઘળો વ્યામોહ જરૂર નિર્મૂળ થઇ જાય

કેવળ આપણી જાતનો પક્ષ એટલે આધળા સ્વાર્થનો પક્ષ સ્વાર્થનો પક્ષ એટલે અસુખનો પક્ષ અસુખનો પક્ષ એટલે ચાર ગતિમય સસારનો પક્ષ

શ્રીનવકારનો સાચો પક્ષકાર, ત્રિભુવનના સઘળા જીવોના યથાર્થ હિતનો પક્ષકાર હોય ત્રિભુવનમૈત્રીના એ મહાબોધના પરમદાતાર શ્રીઅરિહત પરમાત્માનો સાચો ભક્ત હોય

જે પોતાની જાતની જ ભક્તિમાથી ઊચો ન આવે, તે આત્મા વિશ્વક્રમમા સદાય નીચે જ રહે ઊચે આવવા માટે ઊચા આત્માઓની અતકરણપૂર્વક ભક્તિ કરવી પડે નીચે રહેલા આત્માઓની સભાળ રાખવી પડે કરુણાના મહાસાગર સરખા આત્માઓની ભક્તિ, આપણાથી વધુ દુખી અને વધુ પરાધીન આત્માઓ તરફના આપણા સદ્ભાવમા વધારો કરે છે

જીવનમા જ્યારે નમસ્કારભાવ પરિણત થાય છે

ત્યારે આવી સ્થિતિ સ્પષ્ટપણે અનુભવવા મળે છે

નમસ્કારભાવની પરિણતિ એટલે, 'હું મારી જાતનો નહિ, પરંતુ શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની સકળજીવહિતચિંતાનો ભક્ત છું', એવા ભાવને સર્વથા માફકસરના કોઠાનું બંધાવું તે કારણ કે જે કોઠામાં હોય છે તે જ હોઠે આવે છે

કોઠા બે હોય છે

એક સ્થૂલ અને બીજો સૂક્ષ્મ

સ્થૂલને આહાર સાથે સંબંધ હોય છે, સૂક્ષ્મને ભાવ સાથે સંબંધ હોય છે

દોષવાળો ખોરાક સ્થૂલ કોઠાને બગાડે

અશુભ વિચાર સૂક્ષ્મ કોઠાને બગાડે

દોષવાળો ખોરાક લેવો બંધ કરીએ એટલે બગડેલો સ્થૂલ કોઠો સુધરવા માંડે તેમ અશુભ વિચારની વપરાશ ઘટે એટલે સૂક્ષ્મ કોઠો સુધરવા માંડે

ખરાબ ખોરાકની વપરાશથી રોગ વધે, તેમ અશુભ વિચારની વપરાશથી અધર્મ વધે, અશાન્તિ વધે, અસુખ વધે

જે વિચારના કેન્દ્રમાં 'હું' હોય, તે વિચાર અશુભ કહેવાય

જે વિચારના કેન્દ્રમાં શ્રીઅરિહંત પરમાત્માની સર્વ જીવહિતકર ભાવના હોય, તે વિચાર શુભ કહેવાય

આપણા વિચારપ્રદેશમા જ્યા સુધી કેવળ આપણી જાત સિવાય બીજા કોઈનેય સ્થાન ન મળે, ત્યા સુધી ન આપણા અ તરાયો ટળે, ન અ-સુખ ગળે

પરહિતચિંતા સિવાય, ત્રિભુવનહિતચિંતક શ્રીતીર્થંકર પરમાત્માને આપણે ભાગ્યે જ ઓળખી શકીશુ

ઓળખાણ આપ્યા સિવાય, બીજા સાથે ઓળખાણ થાય નહિ, સ બ ધ બ ધાય નહિ

જ્યારે આપણે તો આપણી જાત સિવાય બીજા કોઈનેય ખરેખર ઓળખતા નથી !

જે પોતાની જાત—સ્વાર્થ સિવાય બીજા કોઈનેય ન ઓળખે તે જીવને ઉપકારી ભગવ તોએ ભવસાગરના મત્સ્ય સરખો વર્ણવ્યો છે કે જે ભવ-સ્વાર્થ-સાગરની બહાર નીકળવાની વાત સાભળતા જ ધ્રૂજવા માડે

સુખ જેને ગમતુ હોય, તેને સ્વાર્થ વહાલો લાગે જ શી રીતે ? કારણ કે 'સ્વાર્થ' એ દુ ખ'નુ જ બીજુ નામ છે સ્વાર્થને પોષવાથી વાસ્તવમા દુ ખ જ પોષાતુ હોય છે

સ્વાર્થ ઘટે, તેમ સુખ વધે

પરમાર્થ ઘટે, તેમ અ સુખ વધે

સ્વાર્થી 'પર'નો ઈન્કાર કરે

પરમાર્થી 'સ્વ'નો ઈન્કાર કરે

પરમાર્થી, ઈચ્છા નહિ હોવા છતા બધે પૂજાય

સ્વાર્થી, લાખ પ્રયત્ને પણ કોઈના હૈયાનો આ
ન પામે

સ્વાર્થી માનવનો હાથ મેલો હોય, પરમાર્થીનું હૈયુ

પરહિતચિંતામાંથી પરમાર્થ પ્રગટે

પરમાર્થ એટલે 'સ્વ'નો પરમ અર્થ

'સ્વ'નો ટુકામા ટુકો અર્થ તે 'સ્વાર્થ'

'પર'ને ઓળખનાર પરમાત્માને જરૂર ઓળખી શકે

પરાર્થવ્યસનિતા એ જેઓશ્રીનો સ્વાભાવિક
હોય છે, તે શ્રીઅરિહંત પરમાત્માની સાચા ભાવપૂ
ભક્તિ, 'પર'ને યથાર્થ સ્વરૂપે ઓળખવાની શક્તિ આ

જગતના જીવો જેમ જેમ વધુ ઓળખાય, તે
જીવો તરફ પોતાના આત્મા પ્રત્યે હોય તેવો જ
જાગે, તેમ તેમ તે બધા જીવોના પરમ ઉપકારી
શ્રીતીર્થંકર પરમાત્મા પ્રત્યેની આપણી ભક્તિમા
વેગ આવે

મહામંત્ર શ્રીનવકાર પ્રત્યેનો ઊંડો ભાવ, અ
ગળાડૂબ જીવને હાથ ઝાલીને હેમખેમ ધર્મના શ
ઉપર લાવે છે

પણ એ જ માર્ગ ઉપર ચાલીને ત્રિભુવનપૂજ્યતમત્વને વરત
હોય છે

પ્રભુજીએ પ્રવર્તાવેલા ધર્મના માર્ગ ઉપર ચાલવ
માટે પ્રભુજીની પરમ મંગલકર આજ્ઞાનું આલંબન સ્વીકારવું
પડે તે આજ્ઞામાં ભવ-સ્વાર્થની આજ્ઞામાં સબડતા જીવને
છોડાવવાની સંપૂર્ણ શક્તિ છે

શ્રીનવકારનું આલંબન સ્વીકારવાથી, દેવાધિદેવની
આજ્ઞાનો પૂરેપૂરો સ્વીકાર થાય છે

શ્રીનવકાર જેટલા અંશે જીવનમાં પરિણત થાય,
તેટલા અંશે દેવાધિદેવની આજ્ઞા પરિણત થાય

આપણે સહુ ગમે તેવા તોય 'ચીથરે વીંટ્યા રતન'
જેવા તો ગણાઈએ જ

પરંતુ આજે આપણો અધિક ભાવ રતનને બદલે
તેને ઢાંકી દેનારા ચીંથરા તરફ છે, એટલે આપણે ચીંથરે
હાલ સ્થિતિ (દ્રવ્ય અને ભાવ ઉભય પ્રકારે) તરફ લપસી
રહ્યા છીએ

ચીંથરા પ્રત્યે ભાવ અને રતન પ્રત્યે દુર્ભાવ ? આ તે શું
થવા બેઠું છે ?

અનંત જ્ઞાની ભગવંતોએ જેને ઊંચામાં ઊંચો ભાવ
આપ્યો, તે આત્મતત્ત્વનું આપણે મન ઓછામાં ઓછું
મૂલ્ય, અને તેના સર્વજીવહિતકર પ્રકાશને ઢાંકી રાખનાર

ચીંથરા સરખા અશુભ પરિણામોનું અધિકમાં અધિક મૂલ્ય ?

તેમ છતાં શ્રદ્ધા ખોવાનું કોઈ કારણ નથી

કારણ કે આપણા બધાના હિતનો પરમરક્ષક શ્રી નવકાર વિદ્યમાન છે

આપણો સમગ્ર વિચારપ્રદેશ તેને સોંપી દઈને આપણે નિશ્ચિંત બનીએ

શ્રી નવકાર જેટલા વખત સુધી આપણા વિચારપ્રદેશમાં વિદ્યમાન હોય છે તેટલા વખત સુધી આપણે ત્રિભુવનધારક મહાશક્તિના ખોળામાં રમતા હોઈએ છીએ, તે હકીકત આપણે કદી ન ભૂલવી જોઈએ.

નમસ્કારભાવ જાય છે, ત્યારે જ બધી રામાયણ ઊભી થાય છે

કિલ્લાનો એક કાંકરો ખરે તે પણ સમગ્ર રાષ્ટ્રની પ્રજાની સલામતિની ગણતરીએ ખૂબ જ જોખમી ગણાય, તેમ આપણા વિચાર પ્રદેશના એક ભાગમાંથી નમસ્કાર ભાવ ઓસરી જાય, તે સમગ્ર જીવરાશિના હિતની ગણત્રીએ ખૂબ જ ગંભીર ઘટના લેખાય—લેખાવી જોઈએ

આપણું હિત ત્યારે જ સલામત બને છે, જ્યારે આપણા વિચાર, વાણી ને વર્તનમાં કોઈ પણ જીવના અહિતનો ભાવ હોતો નથી

આપણું વધુમાં વધુ અહિત, બીજાનું અહિત

ચિંતવવાથી થાય છે તેમ જ વધુમા વધુ હિત જગતના સર્વ જીવોના નાથ શ્રીઅરિહંત પરમાત્માની ભક્તિ કરવાથી સધાય છે પરંતુ શ્રીઅરિહંત પરમાત્માની ભક્તિ કરતી વખતે જો આપણા હૈયામા આપણી સાથોસાથ જગતના સર્વ જીવોની મુક્તિની ભાવના ન જાગે, તો આપણી તે ભક્તિના પ્રકારમા જરૂર ફેર પડી જાય

શ્રીનવકારનો આરાધક જગતના કોઇ જીવના હિતની વિરાધના ન જ કરે તેમ કરવાની સઘળી યોગ્યતા ગુમાવી ચૂકે છે ત્યારે જ તે શ્રીનવકારનો સાચો આરાધક બની શકે છે

ભાવથી, શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની સાથે ને સાથે રહેવું પડે એટલે તેના મનમા એવો કોઇ વિચાર ભાગ્યે જ ઝબકી જાય કે જે તેની ભૂમિકાને છાજતો ન હોય બાકી તેની સમગ્રતા સમગ્ર વિશ્વના જીવોના પરમહિત માટે ખરેખર વલવલતી હોય તેના રોમરોમમા દેવાધિદેવની ત્રિભુવનક્ષેમંકર ભાવનાની ભૂરિ-ભૂરિ પ્રભાવના કરવાનું મહામંગીત ગૂંજતું હોય તેનો લગભગ બધો સમય ત્રિભુવનના સઘળા જીવોના હિતની ચિંતા પાછળ સાર્થક થતો હોય

ત્રિભુવનમા રહેલા એવા સઘળા આરાધક આત્માઓને ત્રિવિધે કોટી-કોટીશ પ્રણામ

卐

# મૃત્યુંજયી ભાવના

ભાવસબંધ અને નમસ્કારભાવ એ બંને એક જ છે

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને ભાવપૂર્વક નમસ્કાર વડે, આત્મા ઝડપભેર ભાવસબંધની ભૂમિકા પ્રાપ્ત કરી શકે છે ભાવસબંધની ભૂમિકાએ પહોચી ગયેલા સત્ત્વસંપન્ન પુરુષના જીવનમા મુખ્યત્વે-મૈત્રી પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થભાવની આવ-જા રહેતી હોય છે. એ ચાર સિવાયનો બીજો કોઈ ભાવ, જગતના કોઈ જીવ પ્રત્યે તેન હૈયામા હોતો નથી એ ચાર ભાવની સતત શુદ્ધિ અને વૃદ્ધિ કાજે તેને દાન–શીલ–તપ અને ભાવધર્મની વિધિપૂર્વકની આરાધના નિયમિતપણે યથાશક્તિ—ચાલુ રાખવ પડે છે

જગતના સર્વ જીવોની નજર સામે ભાવરૂપી દર્પણ ધર્યા સિવાય, તેમને તેમના મૂળ સ્વરૂપનુ ભાન થવું ખૂબ જ મુશ્કેલ છે. જેનામા તેઓ પોતાનુ સ્વરૂપ જોવાને ટેવા ગયા છે, તે ભવકૂપમાથી તે સિવાય તેઓ ભાગ્યે જ સમય સર બહાર નીકળી શકશે

ભાવસબંધ આપણને આપણામાંથી 'પર'મા લઈ જાય

આપણા પોતાના હિતની ચિંતાસ્વરૂપ બની જાય છે અને સ્વસુખની ચિંતા એ સર્વના અહિતના ચિંતાસ્વરૂપ આપણને પ્રતીત થાય છે

એક આત્માને જગતના બીજા આત્માઓ જ્યા સુધી પરસ્વરૂપે ભાસે છે, ત્યા સુધી તેના હૈયામા તેમના હિતનો ભાવ જાગતો નથી પરંતુ તે જ્યારે શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરતો થઇ જાય છે, ત્યારે તેની તે જડસ્થિતિ ધીમે ધીમે અધિક ચેતનતા દાખવવા માડે છે અને જો તેમા કશો પણ ફેર પડેલો ન વર્તાય, તો આપણે સ્વીકારવુ પડે કે તેનો નમસ્કાર એ તેના પોતાના સ્વાર્થને જ હતો નમસ્કાર કરતી વખતે પણ તેના હૈયામા અંગત અને એકદેશીય સુખની માગણી સિવાય બીજુ કશુ પણ નહોતુ

આપણો આપણા પ્રત્યેનો રાગ પલટાઈને જ્યારે સર્વજીવ વિષયક બને છે ત્યારે તે આત્મભાવમા બદલાઈ જાય છે

પાણી જ્યા પહોચી શકતુ નથી, ત્યા તેની વરાળ પહોચી જાય છે તેમ માનવીનો સ્થૂલ દેહ જ્યા પહોચી શકતો નથી ત્યા તેની ભાવના સરળતાપૂર્વક પહોચી જાય છે

'પાણીમાથી નીકળી ગએલી વરાળને 'હુ ફલાણા તળાવ યા કૂવામાથી નીકળી,' એવુ યાદ રહેતુ નથી, તેમ હૈયાના સરોવરમાથી ઊચે ચઢેલી ભાવનાને, 'હુ ભરત યા ભાનીના શરીરમાથી નીકળી' એવુ કશુ યાદ રહેતુ નથી વરાળ જેમ પાણીની કહેવાય, તેમ ભાવના એ આત્માની કહેવાય પાણીને જીવત રાખવામા જેટલો હિસ્સો વરાળનો હોય છે, તેટલો જ હિસ્સો મોક્ષમાર્ગને ભર્યોભર્યો રાખવામા

ભાવનાનો હોય છે

હવા વગરના ફુગ્ગા જેવી ભાવ વગરની ભાવના ગણાય

અધિકમા અધિક આત્મસત્ત્વ જેમા ઉભરાતું હોય, તે ભાવ ઓછામા ઓછા કાળમા સાકાર બને

વધુ ઘીવાળા લાડુને વાળવામા ઓછી મહેનત પડે, તેમ અધિકભાવ સભર જીવનમા દિવસમા એકાદ વાર સિદ્ધશીલાની અમૃતા કલાનુ હુબહુ પ્રતિબિંબ પડે

મતલબ કે જ્યા ભાવ અધિક હોય, ત્યા પરમ જીવનનો પ્રતિઘોષ ઉઠતો રહે

વરાળને પાણી સાથે નિસ્બત હોવા છતા પવનની સહાયની જરૂર પડે, તેમ ભાવનાને આત્મભાવ સાથે નબધ હોવા છતા મહામત્ર શ્રીનવકારના આલબનની જરૂર પડે

શ્રીનવકારનુ આલબન ભાવનાના ચરણને શ્રીપચ પરમેષ્ઠિ ભગવતોના માર્ગ પર દૃઢપણે સ્થાપવામા અનુપમ સહાય પૂરી પાડે છે તે સિવાય તે ગમે તે ભળતા માર્ગે ખેચાઈ પણ જાય ઘણા ભાવનાશીલ આત્માઓના જીવનમા તેમ બની ગયુ છે, તેમજ આજેય બની રહ્યુ છે

જે જેના ગુણ ગાય, તે વહેલો-મોડો તેના જેવો થાય

જેમના સરખા જીવનના આપણને કોડ છે, તે શ્રીપચપરમેષ્ઠિ ભગવતોમાથી આપણુ ધ્યાન જો ડગવા માડે, તો આસપાસના ગમે તે કોતરમા આપણે ગબડી પડીએ

સ્વામીવાત્સલ્ય જે મહાપુણ્યનો યોગ કરાવે, તેનાથી યે અધિક ઊચુ પુણ્ય વિશ્વવાત્સલ્યના યોગે બધાય અથવા કહી શકાય કે સ્વામીવાત્સલ્ય એ વિશ્વવાત્સલ્યની લઘુ આવૃત્તિ છે વિશ્વવાત્સલ્યની દિશામા ભરાતુ નક્કર પગલુ છે સ્વામીવાત્સલ્ય કરનારો પુણ્યશાળી આત્મા તે જ ભવે યા ભવાતરમા વિશ્વવાત્સલ્યની સર્વ યોગ્યતા મેળવી પણ શકે

વિશ્વવત્સલતાપૂર્ણ જીવન એ માત્ર કલ્પના નથી, પરતુ નક્કર હકીકત છે આપણા સઘળા પ્રયત્નો મોટે ભાગે સ્વસુખલક્ષી બની રહ્યા હોવાથી, તેમ જ શ્રીનવકારમાની આપણી નિષ્ઠા મોળી પડી હોવાથી, આપણે આપણા પરમ નિર્મળ જીવનના અગો ઉપર નસ્તર મૂકી રહ્યા છીએ અને મૃત્યુને લાબા કાળ સુધી જીવાડનારી તુચ્છ કર્મ-સામગ્રીનો દરરોય પ્રાણો દ્વારા સચય કરી રહ્યા છીએ

જેનુ 'મૃત્યુ' એવુ નામ છે તે જીવી કેમ શકે ?

અને છતા તે આપણામા જીવે છે તે હકીકત છે કારણ કે આપણે તેના માટે જ જીવી રહ્યા હોઇએ એ રીતની આપણી સઘળી રીતભાત વર્તાય છે

જ્ઞાની ભગવતોએ જેનૂ 'મૃત્યુ' એવુ નામ રાખ્યુ

છે, તેને જીવાડનારી જડ સામગ્રીની આરાધનામાં પોતાના આત્માને આઠેય પ્રહર રોકી રાખનારા આત્માઓ 'મૃત્યુ'ના સ્વભાવથી અજાણ છે કે શું ?

આત્માને ત્રિભુવનસ્થ સર્વ દ્રવ્યો, સર્વ ક્ષેત્રો અને સર્વ કાળથી પર બનાવનારા પરમઆત્મભાવને પ્રગટ કરનારા પરમ પુરુષોને પગલે પગલે ચાલવાનો પ્રયત્ન કરવામાં પણ જો આપણે દેશ અને કાળનું બહાનું બતાવીશું, તો આપણે દેવદુર્લભ માનવભવ હારી જઈશું આજ સુધીમાં અસખ્યવાર એવું બન્યું છે અને જો એવું કશું ન બનવા પામ્યુ હોત, તો ફાટેલી કથા સરખા પુણ્યને ઓઢીને પડી રહેવાની કાયરતા હજી સુધી આપણુને સેવવા જેવી ન જ લાગત

માતા જે ભાવપૂર્વક પોતાના બાળકને સ્તનપાન કરાવે છે, એવા ભાવપૂર્વક જગતના સર્વ જીવોને આત્મ હિતપાન કરાવવાની મહાસત્ત્વવતી ભાવના—જગતના સર્વ જીવોના હિતના પરમચિંતક શ્રીઅરિહંત પરમાત્માના પરમતારક શાસનને પામેલા પુણ્યશાળી આત્માઓ માટે અશક્ય તો ન જ ગણાય

પરંતુ દુ શક્ય તો ખરીને ?

પણ તેથી શું ?

નિર્જીવ કાષ્ઠના ટુકડાને પણ ન છાજે તેવી વાતો

આપણને કયા લઈ જશે ?

મહાપુણ્યે એક બે નહિ, પરતુ એકસામટા દશ પ્રાણોવાળો માનવદેહ, વીતરાગ સરખા નાથ અને નિર્ગ્રન્થ ગુરુમહારાજ મળી જવા છતા જો આપણે ભવના નિબિડ કાનનમાથી ભાવનાના રમ્ય પ્રદેશમા પ્રવેશ નહિ કરી શકીએ, તો પછી બીજા ક્યા ચઢીઆતા ભવમા આપણે આપણી આત્મશક્તિનો સર્વજીવહિતાર્થે યથાર્થ સદુપયોગ કરી શકીશુ ?

આત્મા તરફ લમણો નહિ રાખનારને તે જ ભવમા યા બીજા ભવે લમણે હાથ દઈને જન્મારો વીતાવવો પડે છે, તે શું આપણે નથી જાણતા ?

શ્રીજિનેશ્વરદેવે પ્રરુપેલો ધર્મ સપૂર્ણપણે આત્મ ભાવાત્મક છે

મહામત્ર શ્રીનવકારમા તે જ ભાવનો મહાસાગર ઘુઘવી રહ્યો છે

આપણા જ હાથમા આપણો હાથ રાખીને ફર્યા કરીશુ, ત્યા સુધી આપણે આત્મભાવનો સાથ કેવી રીતે મેળવી શકીશુ ?

આત્મભાવના સાથ સવાય, જગતના સર્વ જીવો સાથેના આપણા ભાવસબધની વાત કદાચ કોઇને હૈયે ન ઉતરે તે બનવા જોગ છે

હૈયું જ્યાં સુધી 'હું'ના હાથમાં હોય છે, ત્યાં સુધી મોટે ભાગે એવું જ બનતું હોય છે.

પરંતુ એ જ હૈયું જ્યારે નમસ્કારભાવ વડે ભીંજાય છે, ત્યારે તેને ભૂતકાળની પોતાની અયથાર્થ સમજ બદલ ભારે પસ્તાવો થાય છે અને તે અધિક ઉલ્લાસપૂર્વક શ્રીતીર્થંકર પરમાત્માની સર્વજીવહિતકર આજ્ઞાને સમર્પિત થાય છે.

પ્રભુજીની આજ્ઞાને સમર્પિત થનારા વિવેકી આત્માનું લક્ષ્ય, તેઓશ્રીની સર્વકલ્યાણકર ભાવનાની પ્રભાવના તરફ જ રહે. તેમાં જો તે પોતાની જાતને ઘુસાડવા જાય, તો તે તેટલા અંશે આજ્ઞાદ્રોહી ઠરે.

આજ્ઞાની વિરાધના ભવમાં ભટકાવે, આરાધના મોક્ષ અપાવે.

卐

> શુભભાવની પ્રભાવનાના ભાવપૂર્વક થતી ધર્મની આરાધનાના પ્રભાવે બંધાતા પુણ્યના યોગે આવી મળતી સર્વોત્તમ સામગ્રી, દેવાધિદેવના પરમતારક શાસનની પ્રભાવનામાં જ સાર્થક થાય છે.

# ભાવનાનો દોર

યાત્રાળુને જેટલો આદર ગિરિરાજ તરફ જતા માર્ગ તરફ હોય, તેટલો જ આદર શ્રેય વાચ્છુને જગતના સર્વ જીવો પ્રત્યે હોય

'થાકી જવાશે' એ બીકે રસ્તામા જ રોકાઇ જના રને ગિરિરાજના દર્શનનો સુયોગ ન સાપડે તેમ 'ઘસાઈ જવાશે' એ બીકે પરના હિતને ભાવ આપવામા જેઓ શક્તિ ગોપવે, પ્રમાદ સેવે તેમ જ બીજા બહાના કાઢે તેઓ પોતાનુ શ્રેય ન સાધી શકે

પરના હિતને ભાવ આપવાની રીતો અનેક છે

માનવી જેટલી રીતો વડે પોતાની જાતને ભાવ આપી શકે છે, તે બધી રીતો વડે તે પરહિતને ભાવ આપી શકે છે

લોભ કષાયને વશ થઇને માનવી જે ભાવ પોતાની દુકાનને આપે છે, તે ભાવની સાથે લોભ કષાયને બદલે દાન ગુણ જોડાઇ જાય એટલે તેના ગ્રાહકોને તેમ જ પર પરાએ જગતના ઘણા જીવોને મોટો લાભ થાય

માનવીની ભાવના પરમુખી ત્યારે જ બને છે, જ્યારે

તેની ભક્તિ પ્રભુમુખી બને છે

સકલ વિશ્વોપકારી દેવાધિદેવની સર્વહિતકર ભાવનાને ઓળે દિવસમા ઓછામા ઓછી અડતાલીસ મિનિટનો ઉચિત સદુપયોગ કરવા જેટલુ સત્ત્વ જે ભાગ્યશાળી આત્મા ફોરવી શકે છે, તેનુ જીવન સર્વકલ્યાણના મહા છદને ઝીલવાની પાત્રતા મેળવી શકે છે

પર સુધી લબાતો ભાવનાનો દોર, 'સ્વ'ને સ્વાભાવિકપણે અધિક આલ્હાદક લાગે છે, કારણ કે આત્મા સ્વભાવે સુખપ્રિય છે, એટલે તેનો ભાવ જ્યારે કોઇના ય સુખના વિચારમા પરોવાય છે, ત્યારે તેને અપાર હર્ષ થાય છે

આત્માનુ સુખ ત્યારે જ ઘટે છે, જ્યારે તે જગતના બધા જીવોને પડતા મૂકીને, ભાવ ભૂલી જઈને પોતાના એકલાના સુખના વિચારમા પરોવાય છે

પોતાના એકલાના સુખનો વિચાર કરવો તે ભાવ કજુસાઇ ગણાય ભાવથી જે કજુસ હોય તેનું દ્રવ્ય ભાગ્યે જ પરના શ્રેય મા ખાસ સહાયભૂત નીવડે

આત્મભાવને કષાયોને હવાલે કરવો તે ચિંતામણી રત્નનો કાગડાને ઉડાડવા માટે ઉપયોગ કરવા કરતા પણ અધિક શોચનીય ઘટના ગણાય

"કષાયોના ક્ષય સિવાય, કર્મોનો ક્ષય ન થઈ શકે"

અને તે સિવાય આત્માની મુક્તિ ન થાય

કષાયોને જીતવા માટે સ્વાર્થને જીતવો પડે સ્વાર્થને જીતવા માટે પરમાર્થ આદરવો પડે પરમાર્થ આદરવા માટે 'પર'ના અર્થને ગંભીરપણે વિચાર કરવો પડે, શ્રીઅરિહંત પરમાત્માની સર્વજીવહિતકર આજ્ઞાના મૂળમા રહેલી સર્વ જીવના હિતની સર્વોત્કૃષ્ટ ભાવનાની ઉલ્લાસ અને એકનિષ્ઠાપૂર્વક આરાધના કરવી પડે

વસ્ત્રશુદ્ધિ માટે જળશુદ્ધિને ભાવ આપવો પડે, તેમ 'સ્વ'ના હિત કાજે પર'ના હિતને ભાવ આપવો પડે

'પર' એટલે 'કાઇ નહિ' અને 'સ્વ' એટલે બધુ, એ સમજ અયથાર્થ છે જેના હૈયામા એવી સમજ હોય છે, તેને દેવાધિદેવની ભવજલતારિણી ભાવના ભાગ્યે જ ગમે છે

પરહિતને ભાવ આપ્યા સિવાય, જીવને પોતાના પ્રત્યેનો ભાવ તેના સાચા અર્થમા પ્રગટી શકતો નથી

દાતારના દાનધર્મને દીપાવવામા જેટલો યાચકબંધુઓનો હિસ્સો હોય છે, તેના કરતા કઈ ગુણો અધિક— આરાધક આત્માના આત્મભાવને વિકસાવવામા જગતના જીવોનો હિસ્સો હોય છે

જીવને તેનો બોધ શ્રીજિનેશ્વરદેવ પ્રરૂપિત ધર્મમાથી મળે છે તેમ જ તથાપ્રકારના આચરણની પ્રેરણા ભૂતકાળમા

થઈ ગએલા તેમ જ વર્તમાનમા વિદ્યમાન સત્ત્વશીલ આરાધક આત્માઓના જીવનમાથી મળે છે

શાશ્વત મ ત્ર શ્રીનવકાર એ જીવના, જગતના સર્વ જીવો સાથેના ભાવસ બ ધનુ મૂળ છે

એટલે જે મહાપુણ્યશાળી આત્માઓને શ્રીનવકાર મળ્યો છે, તેમની સર્વજીવહિતવિષયક જવાબદારી, શ્રીનવ કાર જેમને નથી મળ્યો તેમની અપેક્ષાએ સ્વાભાવિકપણે ઘણી વધી જાય છે

તે જવાબદારીના પાલન સિવાય, શ્રીતીર્થંકર પર માત્માની ભક્તિમા સાચો ઉલ્લાસ ભાગ્યે જ પ્રગટે

જેની જવાબદારી જેટલી ઓછી તેટલુ કાચુ યા મ દ તેનુ પુણ્ય ગણાય, કારણ કે ઊચા પુણ્યવાળા આત્માને નિયમા અધિક જવાબદારી હોય છે અધિક જવાબદારીના પાલન સિવાય, નથી ઊચા પુણ્યનો બ ધ પડતો કે નથી પાપકર્મોની ત્વરિત નિર્જરા થતી

સર્વજીવહિતવિષયક જવાબદારીના યથાશક્ય પાલન સિવાય ગૌરવની અપેક્ષા રાખવી તે પરીક્ષામા પસાર (Pass) થયા સિવાય પ્રમાણપત્ર (*Certificate*)ની આશા રાખવા સમાન ગણાય

ગ્રાહકો પ્રત્યેના ભાવ સિવાય વેપારી પોતાના વેપારને ખીલવી શકતો નથી, તેમ જગતના સર્વ જીવો પ્રત્યેના શુભભાવ સિવાય, આરાધકનો આત્મભાવ બરાબર પ્રગટી શકતો નથી -

અને તે સિવાય આત્માની મુક્તિ ન થાય

કષાયોને જીતવા માટે સ્વાર્થને જીતવો પડે સ્વાર્થને જીતવા માટે પરમાર્થ આદરવો પડે પરમાર્થ આદરવા માટે 'પર'ના અર્થનો ગભીરપણે વિચાર કરવો પડે, શ્રીઅરિહંત પરમાત્માની સર્વજીવહિતકર આજ્ઞાના મૂળમા રહેલી સર્વ જીવના હિતની સર્વોત્કૃષ્ટ ભાવનાની ઉલ્લાસ અને એકનિષ્ઠાપૂર્વક આરાધના કરવી પડે

વસ્ત્રશુદ્ધિ માટે જળશુદ્ધિને ભાવ આપવો પડે, તેમ 'સ્વ'ના હિત કાજે 'પર'ના હિતને ભાવ આપવો પડે

'પર' એટલે 'કાઇ નહિ' અને 'સ્વ' એટલે બધુ, એ સમજ અયથાર્થ છે જેના હૈયામા એવી સમજ હોય છે, તેને દેવાધિદેવની ભવજલતારિણી ભાવના ભાગ્યે જ ગમે છે

પરહિતને ભાવ આપ્યા સિવાય, જીવનો પોતાના પ્રત્યેનો ભાવ તેના સાચા અર્થમા પ્રગટી શકતો નથી

દાતારના દાનધર્મને દીપાવવામા જેટલો યાચકબધુઓનો હિસ્સો હોય છે, તેના કરતા કઈ ગુણો અધિક— આરાધક આત્માના આત્મભાવને વિકસાવવામા જગતના જીવોનો હિસ્સો હોય છે

જીવને તેનો બોધ શ્રીજિનેશ્વરદેવ પ્રરૂપિત ધર્મમાથી મળે છે તેમ જ તથાપ્રકારના આચરણની પ્રેરણા ભૂતકાળમા

થઈ ગએલા તેમ જ વર્તમાનમા વિદ્યમાન સત્ત્વશીલ આરાધક આત્માઓના જીવનમાથી મળે છે

શાશ્વત મત્ર શ્રીનવકાર એ જીવના, જગતના સર્વ જીવો સાથેના ભાવસબધનું મૂળ છે

એટલે જે મહાપુણ્યશાળી આત્માઓને શ્રીનવકાર મળ્યો છે, તેમની સર્વજીવહિતવિષયક જવાબદારી, શ્રીનવ કાર જેમને નથી મળ્યો તેમની અપેક્ષાએ સ્વાભાવિકપણે ઘણી વધી જાય છે

તે જવાબદારીના પાલન સિવાય, શ્રીતીર્થંકર પર આત્માની ભક્તિમા સાચો ઉલ્લાસ ભાગ્યે જ પ્રગટે

જેની જવાબદારી જેટલી ઓછી તેટલુ કાચુ યા મદ તેનુ પુણ્ય ગણાય, કારણ કે ઊચા પુણ્યવાળા આત્માને નિયમા અધિક જવાબદારી હોય છે અધિક જવાબદારીના પાલન સિવાય, નથી ઊચા પુણ્યનો બધ પડતો કે નથી પાપકર્મોની ત્વરિત નિર્જરા થતી

સર્વજીવહિતવિષયક જવાબદારીના યથાશક્ય પાલન સિવાય ગૌરવની અપેક્ષા રાખવી તે પરીક્ષામા પસાર (Pass) થયા સિવાય પ્રમાણપત્ર (Certificate)ની આશા રાખવા સમાન ગણાય

ગ્રાહકો પ્રત્યેના ભાવ સિવાય વેપારી પોતાના વેપારને ખીલવી શકતો નથી, તેમ જગતના સર્વ જીવો પ્રત્યેના શુભભાવ સિવાય, આરાધકનો આત્મભાવ બરાબર પ્રગટી શકતો નથી

ગ્રાહકોને આકર્ષવા માટે દુકાનને ભાવ આપવો પડે, તેમ જુદા-જુદા ભવમા જીવે જ્યા ત્યા વેરેલા ભાવના પરમાણુઓને આકર્ષવા માટે આરાધનાને વિશિષ્ટ પ્રકારનો ભાવ આપવો પડે આરાધ્ય એવા શ્રીતીર્થંકર પરમાત્માને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ દ્રવ્ય અને ભાવ વડે હરખાતા હૈયે તેમ જ હર્ષાશ્રુ ટપકતા નયને પૂજવા જોઇએ

ઘરાકી વધારવા માટે માલ મ ગાવતી વખતે પોતાના ગ્રાહકોની માગ વગેરેનો વેપારીબ ધુને જે ખ્યાલ રહે છે, તે રીતે આરાધનામા ઓતપ્રોત આત્માને, જગતના જીવોની તત્કાલીન શોચનીય સ્થિતિ વગેરેનો ખ્યાલ પણ રહેવો જોઇએ

પોતાના ગ્રાહકો સાથેનુ તોછડુ અને તુમાખીભર્યું વર્તન વેપારીને મોટા નુકસાનમા ઉતારી દે, તેમ જગતના જીવો પ્રત્યેનુ બેજવાબદારીભર્યું વર્તન મહામ ત્ર શ્રીનવ કારના સાધકને પરિણામની ઘણી નીચી સપાટીએ એ ચી જાય

ગ્રાહક વગરની વ્યાપારીની પેઢી સરખી, ભાવસબ ધ વગર જીવની દશા થાય

ભાવની આકર્ષણ શક્તિ અજોડ છે અનુપમ છે

તાર, ટપાલ અને ટેલીફોનથી જે કામ થતુ નથી તે કામ ભાવ કરી આપે છે

રૂપિયા આપવાથી જે કામ થતું નથી તે કામ ભાવ આપવાથી થાય છે

શિખામણના શબ્દો જ્યાં અસર નથી કરી શકતા ત્યાં ભાવ અસર કરે છે

ફૂલની ઔષધીની અસર જે દવા આપી નથી શકતી, તે દર્દ ભાવથી અનુમોદન ઔષધ વડે ઝડપથી અનુભવમાં આવે છે

ભવના સઘળા રોગોની ભાવ એ અજોડ દવા છે ભવના મૂળ સુધી તેની અસર ફેલાય છે અને તેમાં ઘર કરીને રહેલા સઘળા દોષોને તે ધીમે ધીમે નાબૂદ કરી નાખે છે

વર્ષાકાળે સરિતાની સપાટી ઊંચી આવે છે, તેમાં અધિક જળ ભળે છે, તેમ માનવીના ભવમાં ભાવની સપાટી ઊંચી આવવી જોઈએ તેમાં અધિક આત્મભાવ છલકાવો જોઈએ

સરિતાને મેઘ સાથે જેવો સંબંધ છે, તેવો સર્વોત્તમ સામગ્રી યુક્ત માનવભવને શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની કરુણાના મેઘ સાથે છે

મેઘ કેવળ સરિતા કાજે નહિ વર્ષતો હોવા છતાં પોતાની પાત્રતાના યોગે સરિતા તેમાંના અધિક જળને પામે છે, તેમ શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની કરુણા કેવળ માનવો પૂરતી સીમિત નહિ હોવા છતાં પાત્ર ભવ્યાત્માઓ તેના અધિક અંશના ભાગી બને છે

માનવજીવનને દેવાધિદેવ શ્રીઅરિહંત પરમાત્માની સતત ભાવવર્ષાને લાયક બનાવવા માટે આપણે સહુએ

આત્મભાવની ભૂમિકા પર સ્થિર બનવાની દિશામા અપ્રમ ત્તપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ

મહામંત્ર શ્રીનવકાર મળી જવા છતા આત્મભાવની ભૂમિકા પર ન પહોચાય તે, નિસરણી મળી જવા છતા ભોયતળિયેથી બીજા મજલે ન પહોચી શકાય તેના જેવી આશ્ચર્યકારક ઘટના ગણાય

જગતના સર્વ જીવો સુધી આત્મભાવનો દોર લંબા વાય, તો આત્મભાવની ભૂમિકા પર સહજપણે સ્થિર બની શકાય અને જો તે દોરનો મોટો ભાગ આપણે સહુ આપણી આસપાસ વીંટાળતા જઇએ, તો આપણા બંધનો વધે અને જગતના બધા જીવો સાથેનો આપણો ભાવસંબંધ કથળતો જાય

જેનો ભાવ જેટલો કાચો અને કસ વગરનો, તેટલી કાચી અને કસ વગરની તેની ભવસ્થિતિ ગણાય

ભવસ્થિતિને પકવનારા આત્મભાવની આરાધનાની જે સર્વોચ્ચ સામગ્રી, શ્રીજિનેશ્વર ભગવાનના પરમતારક શાસનને પામેલા પુણ્યશાળી આત્માને મળે છે, તેવી બીજાઓને નથી મળતી એટલે આપણા હૈયામા સ્વાભા વિકપણે અધિક પરહિતચિંતાનો ભાવ ઉભરાવો જોઇએ

શ્રીઅરિહંત પરમાત્માનો દાસ, બનતા સુધી ભવનો સ્વામી જ હોય સંસારની આજ્ઞા તે બનતા સુધી ન

સ્વીકારે કદાચ સ્વીકારવી પડે તો દુઃખાતા દિલે સ્વીકારે, જ્યારે શ્રીઅરિહંત પરમાત્માની સર્વોચ્ચ ભાવનાનો સુયોગ કરાવી આપનારી તેઓશ્રીની સર્વકલ્યાણકર આજ્ઞા તો અપાર હર્ષોલ્લાસપૂર્વક સ્વીકારે

પરહિતનો ભાવ આપવાની ભાવના મુજબ આત્મા પોતાનું શ્રેય સાધે છે

જેને પોતાનું યથાર્થ હિત વહાલું હોય, તેને પર હિતનો ભાવ આપ્યા સિવાય ચેન ન પડે પરહિતચિંતા વડે પરનું હિત સધાય કે નહિ એવા પ્રશ્નમાં પડ્યા સિવાય, સ્વાભાવિકપણે તે પરના હિતનો સતત શુભભાવ આપતો રહે કેમ કે તે ન આપવાથી પોતાનું હિત અવશ્ય હણાય છે

પરહિતચિંતા એ સત્ત્વસંપન્ન, દળદાર આત્માનું વિશિષ્ટ લક્ષણ છે

જીવમાત્રને જગત સાથે નહિ, પરંતુ જગતના સર્વ જીવો સાથે ભાવસંબંધ વધારવાની લગન લાગો

卐

## નમસ્કારભાવ

શ્રીનવકારની આરાધના એટલે શુભભાવની પ્રભાવનાનો સર્વોત્તમ અવસર

એવો અવસર કો' મહાપુણ્યશાળીને મહાપુણ્યે પ્રાપ્ત થાય છે

એવા ધન્ય અવસરની પ્રતીક્ષામા જીવન વ્યતીત કરવુ એ પણ એક લહાવો છે

શ્રીનવકાર, વ્યક્તિને વિશ્વમય જીવનનો મહાબોધ આપે છે

વ્યક્તિના વિચાર-પ્રદેશમા વિશ્વના બધા જીવોના હિતનુ સ ગીત શ્રીનવકાર રેલાવે છે

સ્વાર્થનો એકડો ઘુટી ઘુટીને થાકી ગએલા મનને પરમાર્થનો પ્રથમ પાઠ શ્રીનવકાર શીખવાડે છે

પોતાના જ સ્વાર્થનુ મો જોઈને બેસી રહેવાને ટેવાઈ ગએલા માનવબ ધુને, શ્રીનવકાર જગતના બધા જીવો તરફ જોવાની સાચી કળા શીખવાડે છે

જગતના બધા જીવોને, શ્રીપ ચપરમેષ્ઠિ ભગવતોના

સતત ઉપકારનું સ્મરણ શ્રીનવકાર કરાવે છે

ઉપકારી ભગવંતોના ઉપકારના સ્મરણના પ્રભાવે સ્વાર્થનું વિસ્મરણ થાય છે

'આવા આવા મહાન આત્માઓ અહર્નિશ મારૂં શુભ વાન્છી રહ્યા છે' એવી યથાર્થ સમજ આપણને અપકારના જંગલી માર્ગ પર ડગ ભરતા અટકાવે છે, તેમ જ પરના યતકિંચિત પણ શુભમાં સક્રિય બનવાની પ્રેરણા આપે છે

પ્રેરણા એ જેવી તેવી શક્તિ નથી

તેમાં જીવનના સમગ્ર પ્રવાહને પલટાવી નાખવાની તાકાત હોય છે

અનંતા શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતો અહર્નિશ મારૂં શુભ ચિંતવી રહ્યા છે' એટલી સમજ પછી શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોનો એકનિષ્ઠ આરાધક આત્મા સ્વપ્નમાય કોઈ જીવનું અશુભ ન ચિંતવી શકે

એમ વિચારવું કે, 'મારે બીજાની શી પંચાત ?' એ શ્રીનવકારના ધારકનું લક્ષણ ન ગણાય

શ્રીનવકારનો ધારક એટલે વિશ્વહિતનો વિચારક

તેને ઘડીભરને માટે પણ એવો વિચાર આવી જાય કે 'હું પહેલાં મારૂં ભલું કરી લઉં, પછી જગતના બીજા જીવોનો વિચાર કરીશ', તો તે પણ બરાબર નથી

'નમો' એટલે બીનશરતી શરણાગતિ

એક જ વારના શ્રીનવકારના જાપમાં છ-છ વાર એવી બીનશરતી શરણાગતિનો કૉલ આપીને જે આત્મા, પુનઃ સ્વાર્થની જ બખોલમાં ભરાઈ જવાનો વિચાર કરે, તે ત્રિભુવનપતિ શ્રીઅરિહંત પરમાત્માના સર્વોત્કૃષ્ટ નિઃસ્વાર્થ ભાવના એક અંશને પણ ઝીલવાને કઈ રીતે યોગ્ય ઠરે ?

'નમો અરિહંતાણં' એટલે ત્રિવિધે શ્રીઅરિહંત પરમાત્માને શરણે જવું તે

ત્રિવિધે શ્રીઅરિહંત પરમાત્માને શરણે જનારો પુણ્ય શાળી આત્મા, પરના અહિતના અશુભ વિચારને શરણે જવાની કલ્પના સુદ્ધાં કરી શકે ખરો કે ?

પતિપરાયણા સતી નારી, પરપુરુષનો વિચાર સુદ્ધાં ન કરી શકે, તેમ નિષ્કારણ કરુણાસિંધુ શ્રીઅરિહંત પરમાત્માનો દાસ, જગતના કોઈ જીવના અહિતને પોતાનો વિચારપ્રદેશ કોઈ પણ સંયોગોમાં ન સોંપી શકે

શુભભાવના પ્રકાશ વડે ઝળહળતા વિચારપ્રદેશને અશુભ ભાવના ડાઘ વડે દૂષિત કરવો તે, દેવાધિદેવની ભવજલતારિણી આજ્ઞાનો દ્રોહ કરવા સમાન છે

મીઠા આવકારની કિંમત આપણે જાણીએ છીએ

પ્રેમપૂર્વકના પાણીના પ્યાલાનું મૂલ્ય આપણને સમજાય છે

તો પછી જગતના સઘળા જીવોના હિતની ચિંતાને

ભાવ આપવાની ઉત્કૃષ્ટ પ્રકારની આરાધનાનુ પૂરેપુરૂ નહિ, તો આશિક મૂલ્ય પણ ન સમજાય, તે કેમ બને ?

આપણો રોગ કેવો જલદ છે તે ન સમજાય, ત્યા સુધી આપણને આપણા યથાર્થ હિતની ચિંતા ન થાય અને તે સિવાય ન આપણે રોગમુક્ત થઈ શકીએ, ન માનવના ઉત્કૃષ્ટ ભવને સાર્થક કરી શકીએ

અહકાર છે આપણો મહારોગ.

સામાન્ય રોગ ઉપર સામાન્ય દવા ચાલે

પણ આપણો જે ભાવ-રોગ છે, તે નમસ્કારભાવ સિવાય નથી જ ટળવાનો

નમસ્કારભાવ એટલે ભવવનને વિષે રહેલા બધા જીવોના હિતને હૈયાનો ભાવ આપવો તે

જગતના બધા જીવોના પરમહિતના પરમચિન્તક એવા શ્રીપચપરમેષ્ઠિ ભગવતોને ભાવપૂર્વક નમસ્કાર કરવો તે

તે નમસ્કાર સમયે આપણા સઘળા પ્રદેશમા નમસ્કાર થઈ રહ્યો હોવાના શુભ સમાચાર પહોચવા જ જોઇએ

માત્ર શરીર નમસ્કાર કરે અને મન રહી જાય તે ન ચાલે બધા પ્રાણો એક સાથે નમસ્કારની ક્રિયામા સામેલ થાય છે ત્યારે જ તે નમસ્કારની વિશિષ્ટ પ્રકારની અસરની પ્રક્રિયા આન્તર્ પ્રદેશોમા શરૂ થાય છે

નમસ્કારભાવ એટલે આત્મભાવની સર્વોપરિતાનો સ્વીકાર

તે નમસ્કાર સમયે ન ક્રોધની ગરબડ ચાલે, ન માનની લપલપ, ન માયાની શિખામણ ચાલે, ન લોભનો લવારો

નમસ્કાર એટલે નમસ્કાર

નો ટચનો નમસ્કાર

પ્રત્યેક આત્મપ્રદેશમા ઝકાર પેદા કરે તેવો નમસ્કાર

નમસ્કારનો ભાવ ત્યારે જ હૈયામા પેદા થાય છે, જ્યારે આપણુને આપણી અનેકદેશીય અપૂર્ણતા આખમા પડેલા કણુાની માફક ખૂચે છે, આપણુા પાતળા પુણ્ય વડે આપણે શુભભાવની જોઇએ તેવી પ્રભાવના નથી કરી શકતા, આપણી આજુબાજુમા રહેલા જીવોને ધર્મના સર્વકલ્યાણકર માર્ગે નથી ચઢાવી શકતા, દુ ખી આત્મા ઓના દુ ખ દૂર કરવામા ખરેખર નિમિત્તભૂત નથી બની શકતા પશુ-પ ખી અને જળચર જીવોની અકથ્ય યાતનાઓ ઘટાડવામા પૂરો ભાગ નથી ભજવી શકતા

મહામ ત્ર શ્રીનવકાર ી વિધિ અને નિષ્ઠાપૂર્વકની આરાધનાથી જીવ જે પુણ્ય ઉપાર્જન કરે છે, તે પુણ્યમા ત્રિભુવનમા રહેલા બધા જીવોને સુખનો આસ્વાદ ચખા ડવાની અચિન્ત્ય શક્તિ હોય છે

જગતના બધા જીવોને શુભભાવની પ્રભાવના કરવાના ભાવપૂર્વક થતી શ્રીનવકારની આરાધનાના અલૌકિક પ્રભાવે બંધાતા પ્રકૃષ્ટ પુણ્યમા ત્રિભુવનની સર્વોત્તમ સામગ્રીનો શુભયોગ કરાવી આપવાની સ્વાભાવિક શક્તિ હોય છે તે સામગ્રીમા જીવને તારવાની—ધર્મ પમાડવાની અમાપ શક્તિ હોય છે

દેવાધિદેવ શ્રીતીર્થંકર પરમાત્માના સમવસરણના દર્શને ઘણા ઊંચા આત્માઓ કેવળલક્ષ્મીને વર્યા હોવાના દાખલા ઉપરની હકીકતની સાખ પૂરે છે

અરે એ રજ કે જે ત્રિભુવનદિવાકર શ્રીઅરિહંત પરમાત્માના પરમ પવિત્ર ચરણકમળના સ્પર્શ વડે ધન્ય બની હોય છે તેનામા પણ દ્રવ્ય અને ભાવ ઉભય પ્રકારની દરિદ્રતાને દૂર કરવાનુ સામર્થ્ય હોય છે

જ્યારે શ્રીનવકાર તો આપણને એ દેવાધિદેવના સર્વોત્કૃષ્ટ આત્મભાવનો અનુભવ કરાવે છે

નમો અરિહંતાણં ' બોલાય છે કે તરત જ આત્માને એ દશાની સ્મૃતિ થાય છે, કે જે સર્વોત્તમ દશામા શ્રીઅરિહંત પરમાત્મા સ્વાભાવિકપણે રહેતા હોય છે

એ દશાનો એક સેકંડ પૂરતો અનુભવ થાય છે તેનામાં પણ જીવના કરોડો વર્ષોના અશુભ કર્મોને ભસ્મીભૂત કરી નાખવાની શક્તિ હોય છે કારણ કે આત્માની શક્તિ અમાપ છે, અનંત છે

એટલે તે આત્મા સુધી લઈ જનારા શ્રીનવકારની

આરાધનાનો અવસર પ્રાપ્ત થાય ત્યારે સમજી લેવુ જોઇએ કે, 'આજે મારે આગણે સોનાનો સૂરજ ઉગ્યો આજની ઘડી અનુપમ છે આજે હુ મારા નાથની આજ્ઞા મુજબની સર્વજીવહિતકર ભાવનાની આરાધનામા મારા ભવને ખરે-ખર સાર્થક કરી શકીશ મને અનાદિથી વળગેલા મહા મોહની મજબૂત પકડને ઢીલી પાડી શકીશ જગતના બધા જીવોને 'હુ' જગતમા સારી રીતે સમય પસાર કરી રહ્યો હોવાની ખાત્રી આપી શકીશ

આપણા પોતાના જ સ્વાર્થનુ વાતાવરણ જ્યા સુધી આપણી આસપાસ છવાએલુ રહે છે ત્યા સુધી આરાધનાનો અપૂર્વ લાભ નથી જ પમાતો

મહાસત્ત્વનુ ઉત્થાન ત્યારે જ શક્ય બને છે, જ્યારે આપણા પ્રાણો વિશ્વના સઘળા જીવોની વહારે ધાવા માટે ખરેખર તત્પર બને છે

પોતાની નજર સામે, પાણીમા ડૂબી રહેલા કિશોરને જોઈને એક તારુના ચેતનમા જે સળવળાટ પેદા થાય, જે સક્રિય ભાવાત્મકતા સચરે, એવી સક્રિયતા આપણી આરાધના ત્યારે જ ધારણ કરી શકે, જ્યારે આપણને પરમોપકારી ભગવતોએ વ્યક્ત કરેલા જગતના યથાર્થ સ્વરૂપનુ ખરેખર ભાન થાય, જ્ઞાન થાય

આરાધનાના અનુપમ અવસરે આપણો કોઈ પણ પ્રાણ બહાર ન્હો જાય તે હકીકત, આગણે અવસર માડ્યો હોય ને સગો ભાઈ

ભૂનાઈ જાય, આમ તણ્ ત્રમરનો રહી જાય તેના જેવી ગભીર લેખાય-લેખાવી જોઇએ

પોતાના પ્રાણોના પૂરી દેખભાળ નહિ રાખનારો આત્મા જગતના જીવોના હિતની ચિંતામા કેટનો કામિયાબ થઇ શકે તે આપણે ગભીરપણે વિચારવુ જોઇએ

આપણો નમસ્કારભાવ આપણા કેટલા આત્મપ્રદેશમા જાગૃતિ પેદા કરે છે તેનો આરાધના સમયે આપણને સતત ખ્યાલ રહેવો જોઇએ

શ્રીપચપરમેષ્ઠિ ભગવતોને ભાવપૂર્વક થતા નમસ્કારની એ તાસીર છે કે તેની અસર આત્મપ્રદેશોમા ઝકાર પેદા કર્યા સિવાય રહેતી નથી એ ઝકાર એને જગતના બધા જીવોની વહારે ધાવાનો મહાશખનાદ'

આત્માથી આત્માનુ દુખ દેખી શકાતુ જ નથી એટલે એક આત્મા જ્યારે થોડીક પણ નિર્મળતા પ્રાપ્ત કરે છે કે તરત જ તે જગતના બધા જીવોની વહારે દોડી જાય છે, તેમ જ દિવસમા અનેકવાર તેમને શ્રીનવકાર મારફત પોતાની જાગૃતિનો સ દેશો પહોચાડે છે

એટલે કે તમે ગભરાશો નહિ હું તૈયાર થઈ રહ્યો છુ, મહામોહની ગમે તેવી સેનાને ભગાડીને પણ હુ તમને ધર્મના રાજમાર્ગ ઉપર લાવીશ'

આત્મભાવની જાગૃતિ, નમસ્કારભાવની કક્ષા અનુસાર જ થતી હોય છે નમસ્કારભાવ મોળો હોય,

સ્વાર્થવાસિત હોય, ત્યા સુધી તેની અસલિયત પ્રગટી શકતી નથી અને આત્મપ્રદેશોમા સાચો ઝ કાર પેદા થઇ શકતો નથી

શ્રીપ ચપરમેષ્ઠિ ભગવ તોને ઊ ચામા ઊ'ચા ભાવપૂર્વ'ક કરાતો નમસ્કાર, આત્માના સર્વોત્કૃષ્ટ ભાવને ઓછામા ઓછા સમયમા જગતના બધા જીવોના હિતની ચિંતામા સક્રિય બનાવી શકે છે

આપણી સક્રિયતા જ્યા સુધી 'સ્વ' સીમતિ હોય છે, ત્યા સુધી આપણે આત્મભાવની અસલી ખુમારી કેવી હોય, તેની કલ્પના પણ ભાગ્યે જ કરી શકીએ

એ ખુમારી એવી જાતની હોય છે કે જે નથી દેશના બંધનને સ્વીકારતી નથી કાળના અ તરાયને સ્વીકારતી પછી કર્મના અ ત રાયનુ બહાનુ તો તેને પાલવે જ કઈ રીતે ?

ઘરમા આગ લાગે છે ત્યારે, આપણે કોઇ બહાનાનો આશરો લઇને તે આગને બૂઝાવવાની ફરજમાથી નાસી છૂટીએ છીએ ખરા કે ?

ના

તો પછી જગતના બધા જીવોને શાતા પહોંચાડનારા ભાવની પ્રભાવનાના શુભ કાર્યમા અમાપ સહાય બક્ષનારા મહામ ત્રની આરાધનાના અવસરને આપણે કેવો ભાવ આપવો જોઇએ ? અને આજે કેવો ભાવ આપી રહ્યા છીએ ? તત્સ બ ધી આત્મનિરીક્ષણ નિતાંત આવશ્યક છે

નમસ્કારભાવ, ભવવિષયક ગમે તેવા અંતરાયને, ક્ષણવારમા સર્વથા નિર્મૂળ કરી શકે છે

એવો નમસ્કારભાવ, આપણા સહુના જીવનમા વહેલો વહેલો જાગો અને જગતના બધા જીવોને શ્રીવીતરાગ પરમાત્માના પરમતારક શાસનની વહેલી વહેલી જાણ થાઓ !

卐

જીવને ઓળખવાની મૂળ ચાવી શ્રીનવકારમા છે

શ્રીપચપરમેષ્ઠિ ભગવતો ઓળખાય એટલે જીવ પણ ઓળખાય અને શિવ પણ ઓળખાય

શ્રીનવકારને બરાબર ઓળખવા માટે, શ્રીપચપરમેષ્ઠિ ભગવતોની ઓળખાણવાળા બધા જીવો સાથે પરિચય વધારવો જોઈએ તે પરિચય વધારવાનુ સબળતમ માધ્યમ તે શુભભાવ

એવા અણમોલ શુભભાવને વિષય કષાયનો ઝેરી ડાઘ લાગે તે શ્રીનવકારનો ધારક કઈ રીતે સહન કરી શકે ?

જગતના સર્વ જીવોની અણમોલ મતા સરખા એ ભાવનુ શ્રીનવકારની ભેટ સમજીને આપણે ખૂબ-ખૂબ જતન કરવુ જોઈએ

# ભાવનાનો પ્રદેશ

ભાવના ફળે જ છે

તે ક્યારેય નિષ્ફળ જતી નથી

સમગ્ર ભૂમંડલને વલોવી નાખવાનું તેનામા સામર્થ્ય હોય છે

જેવી છાશ હોય તેવુ માખણ તેને વલોવવાથી ઉપર તરી આવે છે, તેમ શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની ભક્તિ વડે વલોવાએલા જીવનમાથી, જીવના દળ મુજબનો ભાવ સાકાર બને છે

તે ભાવપિંડમાથી અનેક પ્રકારની ભાવનાઓ જન્મે છે

તેના ભાવુક ઉપરાંત અન્ય આત્માઓ ઉપર પણ તેની તથાપ્રકારની અસર પહોચે છે

ભાવનાની સર્વદેશીય સ્પર્શક્ષમતાનો ઇન્કાર થઈ શકે તેમ નથી, કારણ કે તેનુ કાઠુ (Structure) જ તેવા પ્રકારનું હોય છે, તેમ છતા અસર કરવાની તેની અપ્રત્યક્ષ અને ક્યારેક રહસ્યાત્મક બની જતી રીત સ્થૂલ ઇન્દ્રિયો ગ્રહણ કરી શકે તેવી હોતી નથી તેથી બહુ જ વિરલ

સત્ત્વશાળી આત્માઓ તેની પરમ્પર્શિતાનો એકાએક સ્વીકાર કરવા તૈયાર થાય છે

સર્વ પ્રકારના અસુખના ત્યાગના આત્માના ધર્મની શક્તિરૂપી ભાવના અશમાથી જન્મતી ભાવના જો માત્ર તેના ભાવુકને શુભાનુબધમા સહાયભૂત બનીને અટકી જતી હોત, તો જગતમા રહેલા જુદા-જુદા આત્માઓ વચ્ચે વતતા ભાવ-સબધો વચ્ચે મૌલિક ઘનિષ્ઠતા કયારેય ન સ્થપાઈ શકે તેમ જ જે ઉત્તમ ધર્માનુષ્ઠાનો થાય છે, તેના વિધેયાત્મક સ્વરૂપ સાથે આરાધક આત્મા પોતાના જીવનને ન જોડી શકે અને તેના પરિણામે શ્રીજિનેશ્વરદેવ પ્રરૂપિત ધર્મની આરાધનાના સર્વોત્તમ કાર્યોની ઓછામા ઓછી ઉત્તમ અસર થાય

જગત આખા સાથે આપણે ભાવ સબધથી બધાએલા ન હોત, તો જ્ઞાની ભગવતો આપણને જગતમા નીપજની વિવિધ વસ્તુઓના ઉપભોગમાથી તેમ જ આચરતા વિવિધ પાપકર્મોમાથી વિરમવા માટેના પચ્ચકખાણ કરવાનુ ન ફરમાવત

દ્રવ્યથી ભલે આપણે નાનકડા ઘરમા રહેતા હોઈએ, પરતુ ભાવથી જગત આખામા રહીએ છીએ

આ દુનિયામા એવો કોઇ આત્મા હશે કે જે ઘરમા રહીને, ઘર બહારના પ્રાણી યા પદાર્થનો વિચાર સુદ્ધા ન કરતો હોય ?

મહામંત્ર શ્રીનવકાર પ્રત્યેની આપણી નિષ્ઠા જીવનના જગવ્યાપી ભાવસંબંધની સાખ પૂરે છે

'ખામેમિ સવ્વજીવે'નો મહાઘોષ ભાવનાની લોકવ્યાપી શુભ અસરનું પ્રતિપાદન કરે છે

'શિવમસ્તુ સર્વ જગત'નો મહાનાદ ભાવનાના બ્રહ્માંડલ સાથેના ગાઢ સંબંધને સ્પષ્ટ કરે છે

પાણી અને પવન કરતા સૂક્ષ્મ આકાશ છે અને એના કરતા પણ ભાવના સૂક્ષ્મ હોય છે તેની અસર ફેલાવવાની શક્તિ અમામાન્ય હોય છે માધ્યમનો તેને ક્યારેય તોટો પડતો નથી પવનના યોગે જેમ પર્વતો ઘસાય છે, તેમ ભાવનાના સ્પર્શે પત્થરથીયે કઠીન સ્વાર્થ ઘસાય છે,

ઇચ્છા દેહભાવના પડછાયા જેવી હોય છે એટલે તેનુ બળ પણ ઘણુ જ ઓછુ હોય છે અને તેથી તેની અસર ફેલાવવાની શક્તિ પણ ખૂબ જ મર્યાદિત હોય છે

કલાકના સો માઇલની ઝડપે દોડતી આગગાડીને, કલાકના માડ બે-ત્રણ માઈલની ઝડપે ચાલતું ગાડુ ન આતરી શકે કે ન આંબી શકે, તેમ પરોપકારપરાયણ સાધુપુરૂષોને સ્વાર્થલીન માનવો ક્યારેય ન આંબી શકે, ન આતરી શકે

એળીયામા ભાગ્યે જ મીઠાશ હોય, તેમ પાપકર્મોની

નસ્તા નીચે રહેલા આત્મામા ભાવના એકાએક ભાગ્યે જ પ્રગટે છે

સ્વાર્થની અધિક માત્રાવાળા જીવનને ગારાની ઉપમા અપાઇ છે

ભાવનામા આકાશને અવધારવાની તાકાત હોય છે

ઇચ્છાના ખૂમખરાક ઘણા મોટા હોય પણ તે ભામરતા ઢોર જેવા અસ્પષ્ટ અને ઉપલક

ભાવના વાયુ ઉપર સવાર થઇને સર્વત્ર વિહરે

હિમના સ્પર્શે કૂમળા ફૂલ છોડ દાઝી જાય છે, તેમ મલિન આશયના સ્પર્શે ભાવનાનુ સત્ત્વ ગહાઇ જાય છે તેની પરસ્પર્શિતા મંદ પડી જાય છે

રબ્બરના પ્રમાણમા ફુગ્ગો ફૂલી શકે છે, તેમ આત્મદળના પ્રમાણમા ભાવના ફાલી શકે છે

એટલે જ શ્રીઅરિહંત પરમાત્માની ભાવના ચૌદ રાજલોકવ્યાપી હોય છે.

ધર્મ એ આત્માના નિર્મળ ભાવની વિમળ જ્યોતિ છે

ભાવસંબંધમાં પૂર્ણનિષ્ઠા સિવાયની આરાધના, આરાધક આત્માને ભાગ્યે જ આરાધનારસિક બનાવી શકે છે

સર્વ સંબંધના સ્થૂલ બંધનો છેદવાની ભાવસંબંધમા ગૂઢ શક્તિ છે આત્માને વધુમા વધુ નજીકથી જોવાની

અચિંત્ય શક્તિ તે પૂરી પાડે છે

'ભાવદયા' એ માત્ર શબ્દ નથી, પરંતુ આત્માના પરમભાવનો વિશ્વવ્યાપી ટંકાર છે

પરહિતની ચિંતા એ માત્ર અનીતિથી બચાવનારૂં નીતિવાક્ય નથી, પરંતુ આત્માના સ્વભાવને સ્પષ્ટપણે સમજાવનારૂ અતિગંભીર તત્ત્વવચન છે જે આત્મા તેનું જેટલા પ્રમાણમાં પાલન કરે છે, તેટલા પ્રમાણમાં તે પોતે આત્માથી મહાન બને છે અને જગતના અનેક આત્માઓને ભાવના અને કર્તવ્યપાલનનું સાચું ભાન કરાવે છે

ભાવસંબંધને નકારવાથી આરાધક થોડા જ સમયની એની આરાધનાથી ધરાઈ જાય છે અને ક્યારેક અહંને આધીન બની જાય છે જ્યારે ભાવ, દ્રવ્યોની પાર રહેલા આત્માની ગોઠડીમાં એના આરાધકને હજારો વર્ષો સુધી સ્થિર રાખી શકે છે

દ્રવ્ય એ પ્રતીક છે, અને ભાવ તેનો પ્રાણ છે

ઉજળા અને અણિદાર અક્ષત વડે સ્વસ્તિકની રચના કરતી વખતે આપણા હૃદયદેશે ચાર ગતિમાં રહેલા જીવોના કલ્યાણને ભાવ આપવાની ભાવના સ્ફુરાયમાન થવી જોઈએ

કેવળ 'તાર, તાર, મુજ તાર !' એમ બોલવા માત્રથી આપણે શ્રીઅરિહંત પરમાત્માની તારકતા સાથે ભાવસંબંધ ભાગ્યે જ બાંધી શકીએ કારણ કે તેઓશ્રીની

પરમતારકતાના મૂળમા જગતના પ્રત્યેક જીવ પ્રત્યેની અપાર કરુણા રહેલી છે તે કરુણાના અંશ સાથે પણ જ્યાં સુધી આપણો ભાવસબધ ન બધાય, ત્યા સુધી આપણે કઈ રીતે તરી શકીએ ?

શ્રીઅરિહંત પરમાત્માની પૂજા ભક્તિમા ઊચામા ઊચા દ્રવ્યો વાપરવાની શાસ્ત્રકાર ભગવતોની આજ્ઞા, આપણા પરિણામને ઉત્કૃષ્ટ બનાવવાના ઉદાત્ત, મગલ હેતુપૂર્વકની સમજાય છે

પરિણામની ઉત્કૃષ્ટતાવાળો આત્મા, સામાન્યપણે ધર્મધ્યાનની ભૂમિકા ઉપર જ રહે

જ્યા પ્રેમધ્યાન હોય ત્યા ભાવાત્મકતા હોય જ નમલબ કે એવા મનમા હૃદયની વાતને તરત જ સ્વીકારી લેવાની વૃત્તિ સર્વાધિક હોય છે

હૃદય અને મનનું આ રીતનું મિલન, જીવના જગત વ્યાપી ભાવસબધને દૃઢ બનાવવામા મુખ્ય ભાગ ભજવે છે

પ્રત્યેક દ્રવ્યનું તેના ભાવ–ગુણ અનુસાર મૂલ્ય અકાય છે

મીઠું ઓછું ખાઈ અથવા મરચુ ઓછુ તીખુ હોય છે, તો આપણે તેનું ઊચા મીઠા કે પટણાના મરચા જેટલુ મૂલ્ય આપતા નથી

એ જ રીતે સામેની વ્યક્તિનો ભાવ, આપણા તેના

પ્રત્યેના ભાવને સાકાર અને સક્રિય બનાવવામા અગત્યનો ભાગ ભજવે છે પણ આ રીતે જીવનો વિકાસ બહુ ઝડપી ન થાય

સામેથી શુ મળવાનુ છે અથવા શુ મળી રહ્યુ છે, તેનો બરાબર હિસાબ કરીને પોતાની પાસેથી કઈક આપવાની વૃત્તિ અધિક સત્ત્વશાળી આત્મામા હોતી જ નથી બદલાની સહેજ પણ અપેક્ષા સિવાય, પોતાનુ હોય તે બધુ જ જગતના સર્વ જીવોના હિતની પાછળ ન્યોચ્છાવર કરવાનો તેમનો સ્વભાવ હોય છે

અને તેથી જ નિષ્કારણ કરુણાસિંધુ શ્રીઅરિહત પરમાત્મા સાથે ભાવસબધ બાંધનારા મહામત્ર શ્રીનવકારને પૂર્ણ ભાવ આપવાનું ઉપકારી ભગવતો આપણને ફરમાવે છે

કારણ કે શ્રીઅરિહત પરમાત્માના સર્વોત્કૃષ્ટ ભાવનો સબધ એના આરાધકને અલ્પકાળમા ત્રિભુવનમિત્રના પદને પાત્ર બનાવે જ છે શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના ભાવને બદલે ભળતા ભાવમા ભળી જવાથી, ભાવનાનો વિકાસ તુરત જ અટકી જાય છે પેટ્રોલના સ્થાને મોટરના એન્જીનમા પાણી આવી જતા તે અટકી જાય છે તે રીતે

પણ એમ પૂછવું કે એકની ભાવના બીજાને કઈ રીતે અસર કરે, તે ભાવદશાની ભૂમિકા પ્રાપ્ત કર્યા અગાઉના માત્ર ઉદ્ગાર સમાન છે

જો અદર થોડો ભાવ હોય નહિ અને બહારથી

પ્રત્યેક સમયે થોડો પણ અંદર ખેંચાતો ન હોય, તો એક પણ જીવનું જીવત્વ સલામત રહે નહિ

દ્રવ્ય ન્યોચ્છાવરીની સાચી તમન્ના ભાવમાંથી પ્રગટે છે

ભાવ જ્યારે ખરા જોશમાં આવે છે, ત્યારે ચૌદરાજ લોક સુધી તેની અસર પહોંચે છે

આપણે ત્યાં થતી પ્રભાવનાઓ, પ્રભુજીની સર્વકલ્યાણકર ભાવનાની પ્રભાવના કરવાની આપણી ભાવનાને છતી કરે છે

પ્રભાવનામાં વહેંચાતા વિવિધ પ્રકારના દ્રવ્યો કરતા સહેજ પણ ઓછું તે સમયે વર્તતા ભાવનું મૂલ્ય ન આંકી શકાય બલ્કે અમુક અપેક્ષાએ અધિક અંકાય

કૂવો પાણી માટે ખોદાય છે, તેમ ક્રિયા ભાવ માટે કરાય છે ક્રિયા વગરનો ભાવ તે કૂવા વગરના પાણી જેવો છે ભાવ વગરની ક્રિયા તે પાણી વગરના કૂવા જેવી છે

આત્માનો લોક સાથે સંબંધ કરાવી આપવાની તેમ જ તે સંબંધને શુદ્ધ બનાવનારી ભાવનાની માત્રા અનુસાર ભવ્યત્વ પાકે છે બરફમાંથી પાણી ઝમે તેમ ભવ્યત્વમાંથી ભાવ ઝમતો હોય છે

આત્માના નિશ્ચય સ્વરૂપને પ્રગટ કરવાના લક્ષ્યપૂર્વક આદરાતી ક્રિયામાં જો તથાપ્રકારનો ભાવ ન ભળે, તો જીવની સ્વભાવદશા પૂર્ણ જ વિલંબમાં પડી જાય

જો એકની ભાવના બીજાને અસર કરી શકતી હોય તો એક આત્માના સુખ-દુખ બીજો ભાવનાશીલ આત્મા કેમ ન અનુભવી શકે ?

ભાવનાની અસર પણ ભાવાત્મક હોય છે

એટલે કોઈ પણ જીવના સુખ-દુ ખનો હવાલો લીધા સિવાય તે, તે જીવને સુખ-દુ ખ વચ્ચે આત્માના પક્ષે રહેવાની પ્રેરણા આપે છે મતલબ કે મહાસત્ત્વશાળી આત્માનો શુભ ભાવ, અનેક આત્માઓને દુર્ભાવમા પડતા અટકાવે છે, તેમ જ શુભભાવના સરિયામ રસ્તે ચઢાવે છે

શુભભાવમા તત્ત્વરૂપે સર્વજીવપ્રિયત્વ કામ કરતું હોય છે એટલે તે ભાવની અસર ચિરસ્થાયી બની રહે છે

ભાવદયાના મહાસાગર સરખા શ્રીઅરિહંત પરમાત્માની ભક્તિ આપણને નિર્મળ આત્માના ભાવનો સમગ્ર વિશ્વ ઉપર ફેલાએલો પ્રભાવ જોવા-વાચવાની શક્તિ બક્ષે છે

આત્માના ભાવની ભરતી વચ્ચે જગત પૂર્ણ જ નાનું બની જતું દેખાય છે સમગ્ર વાતાવરણ સત્ત્વની ગંગામા પલટાઈ જાય છે જડ આવરણો ઓગળી જતા અનુભવાય છે આત્માની અનોખી મસ્તી તે સમયે હૃદયગત થાય છે

આત્માના, જગતના સર્વ જીવો સાથેના ભાવ સંબંધને સાકાર બનાવનારી શુભ ભાવનામા સદાકાળ ઓતપ્રોત રહેવાની શ્રીજિનેશ્વરદેવની સર્વહિતકર આજ્ઞા જીવમાત્રના હૈયે વસો !

કર્મને ભાવના હાથમાં સોંપ્યા સિવાય, ભવનું આપણા ઉપરનું સ્વામિત્વ ક્યારે ટળશે ?

શ્રીઅરિહંત પરમાત્માના દાસ તરીકેનું આપણું ગૌરવ, ભવની પૂજામા નથી, સ્વાર્થની સેવામા નથી, પરંતુ અહંકારને ઓગાળવામા છે, સ્વના અર્થ (સ્વાર્થ)ને સર્વ સુધી લંબાવવામા છે, શ્રીઅરિહંત પરમાત્માની આજ્ઞા પ્રમાણેના જીવનના સત્કારમા છે જગતના બધા જીવોને શ્રીજિનેશ્વરદેવના પરમતારક શાસનની પરમતારકતામા અવિચળ શ્રદ્ધાવાળા બનાવવામાં છે

શ્રીઅરિહંત પરમાત્માની સર્વજીવહિતકર ભાવના સહુને વહેંચવાની આપણી ભાવના, જગત સાથેના આપણા ભાવસંબંધના સ્વીકાર પછી જે સક્રિયતા ધારણ કરે છે, તે વર્ણનાતીત છે

卐

તારકતા એ જેઓશ્રીના આત્માનો સ્વભાવ છે, તે શ્રીઅરિહંત પરમાત્માને શરણે ગયેલો આત્મા, તરે, તરે ને તરે જ.

# હવે નહિ ડૂબું

મને આપના ભાવનો વિરહ સાલે એવી જાગ્રત દશાની હે નાથ ! આપના ચરણકમળમા લળીલળીને હુ યાચના કરૂ છુ

હુ યાચક નથી તે જેટલુ સાચુ છે, તેટલુ જ હું દાતાર નથી તે પણ સાચુ છે

જ્યારે આપ તો પરમદાતાર છો

આપના ભવ્યાતિભવ્ય દરબારમા આવીને ખાલી હાથે અને કોરા હૈયે પાછો ફરૂ એ જેટલુ મારા માટે હીણપત ભર્યું ગણાય તેટલુ જ આપના પરમદાનેશ્વરીપણાને માટે પણ ઝાખપભર્યું ગણાય

એટલે હે દેવાધિદેવ ! આપની જ સતત સ્મૃતિમા હુ અહર્નિશ ઓતપ્રોત રહુ, ખોવાએલો રહુ, બહારથી શોધ્યો પણ ન જડુ એવી અવસ્થાની મારી યાચના આપ પૂરી કરજો

આપના અસીમ ઉપકારની યાદમાં ખોવાએલો રહેવામાં જે, શાતા હુ અનુભવુ છુ, એ શાતાનો એક અ શ પણ બીજે આખોને આખો પરોવાઈ જવા છતા મને અનુભવના મળતો નથી

મારા વિચારને જ્યારે આપની ભાવનાનું આલબન મળે છે ત્યારે સિંધુનો આશ્રય પામીને નિહાલ થઇ જતા બિંદુ જેવી દશાનો અનુભવ મને થાય છે

આપ શ્રીનવકારમા બિરાજે છો એવુ જ્યારથી જાણ્યુ છે, ત્યારથી શ્રીનવકાર પ્રત્યેના મારા ભાવમા ઊચામા ઊચુ ઓજસ્ પ્રગટાવવાના મારા સર્વ પ્રયત્નો ચાલુ છે

હુ તેમા પૂરેપૂરો સફળ થયો છુ એમ તો ન જ કહી શકુ, પરતુ નિષ્ફળ નથી ગયો તે સો ટકા સાચુ છે

એટલે જ્યારે મારૂ મન શ્રીનવકારમા દાખલ થાય છે, ત્યારે મારા પ્રાણોમા જે થનગનાટ પેદા થાય છે, તે ઉલટભેર સાગરમા સમાઈ જવા માટે રૂમઝૂમ કરતી આગળ વધતી સરિતાના હૈયાના થનગનાટ જેવો તો હોય જ છે

મારે મન શ્રીનવકાર એ આપનું ઘર છે તેમા દાખલ થવું એટલે આપની પરમતારક નિશ્રામા ઉપસ્થિત થવું

આપની પરમતારક નિશ્રામા ઉપસ્થિત થવાના ધન્યતમ અવસરે મન મારૂ નાચે નહિ, હૈયુ મારૂં હસે નહિ, પ્રાણો મારા થનગને નહિ, તો હુ કૃતઘ્ની જ કહેવાઉં લોહી મારૂ લુખ્ખુ ગણાય જીવન મારૂ જગતને ભારરૂપ નીવડે મારી એ કૃતઘ્નતા ઉપર માનવજાત જ નહિ, પરતુ પશુ-પંખી પણ લ્યાનત વરસાવે, પાણી મારી તૃષા છીપાવતા...

ચરમાય, અને મારા કોઠાને અડતા અભડાય વાયુ મારા શરીરના સ્પર્શે દૂષિત થાય

કૃતઘ્નીનુ મન એટલે અમગલનુ ઘર

એવુ ઘર મારૂ ન જ હોય, કારણ કે હુ આપનો દાસ છુ

એ યાચે છે આપની ભક્તિ, આપની સર્વોચ્ચ ભાવનાની પ્રભાવનાની શક્તિ આપ જેમા બિરાજો છો તે શ્રીનવકારની જગતના બધા જીવોને જાણ કરાવવાની લાયકાત એનુ બધુ શ્રીનવકાર ખાતર ઉપયોગમા આણુ વાની ભૂમિકા એના સમય અને શક્તિનો પ્રત્યેક કણુ જગતના બધા જીવોના કલ્યાણમા સાર્થક કરી શકાય એવુ જીવન

સર્વના શુભમા સક્રિય સાથ નહિ આપનારો આત્મા જાતે જેટલુ શુભ આચરે તેનું તેને જે ફળ મળે, તેના કરતા કરોડોગણુ અધિક ફળ જગતના સર્વ જીવોના કલ્યાણની ઉત્કૃષ્ટ મગલ ભાવનાપૂર્વકની આરાધનાના પ્રભાવે મળે છે કારણ કે એવી ભાવનાના પ્રભાવે જ્યા જ્યા શુભ થાય છે, મગલમય વાતાવરણ ફેલાય છે, ત્યા ત્યા તે શુભચિન્તકનો હિસ્સો જમા થાય છે જે તેને યથાસમયે વ્યાજ સાથે મળે જ છે

એ જ રીતે અશુભથી–પાપથી નહિ વિરમનારને ખાતે અશુભ ઉધરે છે

તેથી હે નાથ ! મારે તો આપના દાસાનુદાસ તરીકે જીવવું છે, કે જેથી હું ન કોઈનાય અકલ્યાણના વિચારમા ભળવાનો વિચાર કરી શકુ, ન મારા સુખની એકદેશીય લાગણીના પ્રવાહમા તણાઇને અનેકના જીવનમા ઉત્પાત જન્માવવાનું મહાપાપ આચરી શકુ

—એ ત્યારે જ બને જ્યારે મને આપના જ ભાવનો વિરહ અહર્નિશ સાલ્યા કરે

મારા જીવનમા ભાવ તો છે જ પણ આજે તે બધો મારા સ્વાર્થની રોનક વધારવા પાછળ બરબાદ થાય છે મારે તે ભાવને, ત્રિભુવનક્ષેમકર આપના સર્વોચ્ચ ભાવમા ભેળવી દેવો છે તે સિવાય, 'મારા એકલાના જ' સુખ માટેના અવળા પ્રયત્નો આદરવાની અનાદિકાલીન કુટેવના બધનમાથી હું મુક્ત થઈ શકુ તેમ મને લાગતું નથી

એટલે હે ત્રિભુવનપતિ ! 'મને' ખોઈને 'તમને' પામવાના મારા મનોરથને પૂરેપૂરી સહાય કરજો

આપની સહાય નથી એમ નહિ, પરતુ વાતવાતમા મારા જ સ્વાર્થની સહાયે દોડી જવાની મારી નિર્બળતાને નામશેષ કરી નાખવાના મારા પ્રયત્નોમા અહર્નિશ આપની જ સર્વોચ્ચ ભાવનાના અજવાળાં હસતા રહે એવી આ તુચ્છ બાળની યાચનાને આપ પૂરી કરજો !

આપ સરખા પરમદાતારને આટલુ કહેવું હે નાથ !

મને ખૂબ જ દુખ પહોચ્યું છે પણ શું કરૂ ?

બીજો કોઈ ઇલાજ નહોતો, મહામોહના મહારોગ માથી મુક્ત થવાનો ત્યારે બધુ બળ એકઠુ કરી આપના પરમતારક સ્વભાવને સભાર્યો છે

હવે નહિ ડૂબુ તેની મને પાકી ખાત્રી છે

કારણ કે આપની સ્વાભાવિક તારકતામા મને પૂરેપૂરી શ્રદ્ધા છે

આપની તે તારકતાનુ શરણુ એટલે ભવજળતરણુ એવી મારી હૈયાની સમજ છે

મુશ્કેલી ત્યારે જ ઉભી થાય છે, હુ જ્યારે તે તારકતા કરતા પણ અધિક ભાવ, ડુબાડનારા મહામોહને આપવાનુ ભયાનક દુષ્કૃત્ય આચરી લઉ છુ

—પણ હવે તેવુ નહિ બને, કારણ કે મહામોહના શરણાગતના શા હાલ થાય છે તે મને સારી રીતે સમજાઈ ગયુ છે

આપની ભાવના સિવાયના સર્વ પ્રકારના વિરહ મને મંજુર છે મારા નાથ ! ભલે બધુ જાય, પરંતુ આપની પરમતારકતામાની મારી નિષ્ઠા અવિચળ રહે એ જ આ લઘુબાળની યાચના છે

卐

## આરાધનાનો હેતુ

તપના પારણે રસલોલુપતા કેટલી ઘટી તેનો વિચાર થાય, શ્રીતીર્થંકર પરમાત્માની પૂજા પછી સ્વાર્થના પૂજનની મમતા કેટલી ઘટી તેનો વિચાર થાય, તીર્થયાત્રા પછી ઇન્દ્રિયોનુ બર્હિભ્રમણ કેટલુ ઘટ્યુ તેનો વિચાર થાય, તેમ શ્રીનવકારની આરાધના પછી અહંકાર કેટલા પ્રમાણમા ઓછો થયો તેનો વિચાર પણ જાગવો જોઇએ

આરાધનામા હોઈએ ત્યા સુધી આરાધક, અને તે પછી ગમે તેમ વર્તવાની છૂટ, એમ સમજવું તે ખોટુ છે

આરાધનાનો હેતુ સ્પષ્ટ ન હોય ત્યા સુધી આવી સમજ ફાવી જાય, સતાવી જાય, આરાધનાજન્ય નિર્મળતાને પુન ઝાંખી પાડી જાય

પાપના માર્ગ ઉપર પગ મૂકવાનું મન જ ન થાય એવી ઉચ્ચ આતરિક સ્થિતિ ખીલવવા માટે આરાધના હોય છે

શરીરને પ્રતિકૂળ અસર પહોચાડે તે ઇજા

આત્માને પ્રતિકૂળ અસર પહોચાડે તે પાપ

શરીરને ઇજા પહોચાડનારને જે સજા ભોગવવી પડે તેના કરતા ઘણી આકરી સજા આત્માને પ્રતિકૂળ અસર પહોચાડનારને ભોગવવી પડે છે

એક આત્માને થતી પ્રતિકૂળ અસરથી, ત્રિભુવનના જીવોની શાતામા ઘટાડો થાય કારણ કે આત્માના ભાવને ત્રિભુવન સાથે સબધ હોય છે

હું જ્યારે એક આત્માનુ અશુભ ચિતવું ત્યારે એક અપેક્ષાએ ત્રિભુવનના બધા જીવોનુ અશુભ ચિંતવનારો ગણાઉ કારણ કે તે સમયે હું કોઇ પણ જીવનું શુભ ચિંતવી નહિ શકતો હોવાને કારણે, સર્વના અશુભને ચિંતવનારો જ ગણાઉ અથવા તો જો મને કોઈ એક પણ જીવના શુભ પ્રત્યે યથાર્થ ભાવ હોય તો કોઈનાય અશુભનો ભાવ હુ શી રીતે ભાવી શકુ ?

મતલબ કે શુભચિંતનની મારી આતરિક યોગ્યતા બરાબર ન ખીલે, ત્યા સુધી પાપવિરમણવૃત્તિ મારામા બરાબર ન પ્રગટે

જ્યારે આત્મા ઓળખાય છે ત્યારે જીવ અને શિવ ઉભય ઓળખાય છે

શ્રીનવકાર સાથેની ઓળખાણ વધારવાનો આપણો હેતુ જીવ સાથેની ઓળખાણ વધારવાનો જ હોય-હોવો જોઇએ શ્રીનવકાર સાથે આત્મીયતા કેળવવાનો આપણો

આશયં, જગતના બધા જીવો સાથે આત્મસમભાવ કેળવવાનો જ હોય-હોવો જોઇએ

શ્રીનવકારની યાદ, શ્રીઅરિહંત પરમાત્માના અસીમ ઉપકારોની યાદ તાજી કરાવે છે શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની યાદ, આપણા આત્માની સ્વાભાવિક શક્તિને જાગૃત કરે છે

આરાધના યાદ રહે અને આરાધનાનો હેતુ ભૂલાઈ જાય, તો ક્યા જવુ છે તેના સ્પષ્ટ ખ્યાલ સિવાય દોડ-દોડ કરનાર માનવ જેવી આપણી દશા થાય

આરાધના પ્રત્યેનો ભાવ વિરાધનાના અભાવમા પરિણમવો જોઇએ.

એટલે કે શુભભાવરમણના સ્વાભાવિક બનવી જોઇએ, દુર્ભાવ પરાયો બનવો જોઇએ.

માનપાન અને સન્માન પોતાનાના હોય, પરાયાના નહિ, તેમ આપણો બધો સમય અને શક્તિ આપણા આત્માના શુભભાવ પાછળ સાર્થક થવા જોઇએ, નહિ કે પરાયા એવા દુર્ભાવની દેખભાળ પાછળ

દુર્ભાવની દેખભાળ એટલે પાપની સારસભાળ

શુભભાવનું જતન, એટલે શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાની આરાધના

શ્રીનવકારની સાથે રહેવાનો ભાવ, જગતના સર્વ જીવો સાથેના ભાવસબધમા પરિણમવો જોઇએ

શ્રીનવકાર આવે, આપણને બચાવે અને છતા આપણે મરવા માટે (ભાવથી) જ પ્રયત્ન કરતા રહીએ તેમ જ સાથોસાથ બીજાને પણ મારતા (ભાવથી) જઇએ તો પછી આપણે 'મગલ'ના અભિલાષી છીએ એવું કઈ રીતે નક્કી થાય ?

જેને સ્વમગલ વહાલુ હોય, તે કોઇ પણ જીવના અમગલનો પક્ષકાર ન જ બની શકે

જ્યા સ્વ-પરના ભેદ હોય ત્યા ભાવમગલ ધરીનાર પણ રહી શકે નહિ

મગલની મોટી ભૂખ બધા જીવોના મગલના ભાવ સિવાય કઈ રીતે ઉઘડે ?

જમનારા બે ભાગ્યશાળી જ હોય તો રસોઈ પણ તે પ્રમાણેમા જ રધાય પરતુ જમવાનો લાભ આપનારા ભાગ્યશાળીઓની સખ્યા વધી જાય તો રસોઇની સામગ્રી વધારવી જ પડે

તે જ રીતે મહાભાવનો લાભ આપનારા ત્રણ જગતના સર્વ જીવો વિદ્યમાન હોવા છતા અને તેને પહોચી વળ વાની શક્તિવાળો આત્મા તેમ જ આનુષગિક સામગ્રી મળી હોવા છતા આપણે આપણા એકલાના જ મગલનો વિચાર રાખીએ તે ખોટુ છે

આવી ભાવ દરિદ્રતા તે મંગલની યોગ્યતા નહિ પ્રગટી હોવાની નિશાની છે

મંગલની યોગ્યતા પ્રગટે એટલે ઊણતા-ઓછતા અને સૂના પણુ સર્વમંગલના પરમકેન્દ્રતુલ્ય શ્રીનવકાર સિવાય ફાવે જ નહિ એ ખમી જાય એટલે ખમીઆણા પડી જઈએ નિરાધાર બાળક જેવી ઓશીઆળી દશાનો આપણુને અનુભવ થાય

નમસ્કારભાવવિહોણું જીવન કડવું ઝેર જેવુ લાગે એટલે નમસ્કારભાવમય જીવનની આપણી આતરિક યોગ્યતા પ્રગટતી જાય છે એમ કહી શકાય વિષય-કષાયને વધારનારી પ્રવૃત્તિમા રસ ન રહે એટલે આતરિક યોગ્યતા ઉઘડી રહી છે તે સ્પષ્ટ થાય

આપણી લાયકાતનુ ખરૂ માપ, ત્રિભુવનના સઘળા જીવોના હિતને આપણે કેવા પ્રકારનો ભાવ આપીએ છીએ તે મુજબ અકાય છે

ત્રિભુવનપતિ શ્રીઅરિહત પરમાત્મા પ્રત્યેનો આપણો પરમપૂજ્યભાવ, ભવવિષયક હેતુઓની જ પૂજામા પરિણમે તે આપણા માટે શરમજનક ઘટના ગણાય

ભગવાનની પૂજાના બદલામાં ભવની ભીખ માગવી તે ચાન્દીના બદલામા પાટુ માગવા કરતા પણ બદતર કૃત્ય છે

આતરિક યોગ્યતા કાચી હોય છે ત્યા સુધી આવુ અનેકવાર બની જાય છે

વિકટ ભવવાટમા સાચો સાથ આપી રહેલા શ્રીનવકારને આપણે ખરા મનથી સાથ આપતા થઈએ તો

આપણી આંતરિક યોગ્યતા ઉઘડે અને પાપમાં પ્રવૃત્તિ કરવાની વૃત્તિ મોળી પડે

શ્રીનવકાર સાથ માગે છે આપણી શક્તિનો

શક્તિનો આડવાટે દુર્વ્યય થતો રહે છે ત્યાં સુધી શ્રીનવકારની પૂરી અસરનો લાભ આત્માને પહોંચતો નથી

શક્તિનો દુર્વ્યય ત્યારે જ અટકે જ્યારે આપણું જીવન સન્માર્ગગામી બને તપ-જપ અને પૂજા-પ્રતિક્રમણમાં આદરવાળું બને

શ્રીનવકારને લાયકના જીવન સિવાય, શ્રીનવકાર સાથે હૃદયપૂર્વકની મૈત્રી સાધી શકાતી નથી

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની ભક્તિના મૂળમાં શ્રીજિનેશ્વરભગવાનની સર્વજીવહિતકર આજ્ઞાની આરાધનાનો ભાવ રહેવો જ જોઇએ

શ્રીજિનાજ્ઞા પ્રત્યેના બહુમાન સિવાયની આરાધના એટલે લગભગ વેઠ

વેઠ, આપી આપીને શું આપે ?

બે ટંકનો રોટલો.

શ્રીનવકાર પાસે બે ટંકનો રોટલો નહિ, પરંતુ ત્રિભુવનહિતકર જીવનની યોગ્યતા માગવાની હોય

શ્રીનવકાર પાસે યાચના પણ દાન માટે જ કરવાની

હોય છે માન લેવાની બુદ્ધિએ માગવું તે ભીખ લેવા પાછળ આશય અનેકગુણું કરીને આપવાનો રહે એટલે તે યાચના પ્રશસ્ત ગણાય

આત્માની અનંત શક્તિના પરિપૂર્ણ વિકાસ માટે શ્રીનવકાર છે તે વિકાસનો મંગલમય પ્રારંભ, અયોગ્યતાના હ્રાસની સાથે જ થાય છે

અયોગ્યતાનો હ્રાસ એટલે મહામોહનો ઘટાડો

મહામોહ ઘટે એટલે જીવની મુક્તિગમન યોગ્યતા વધે

જીવની મુક્તિમાં જવાની યોગ્યતા વધે, એટલે તેનો આંતરિક પ્રભાવ ઘણો વધી જાય તે પ્રભાવમાં ભયાનક અનર્થોને ટાળવાની સ્વાભાવિક ક્ષમતા હોય છે એવા આત્માના સાન્નિધ્ય માત્રના પ્રભાવે જય જયકાર વર્તે, વાતાવરણ હસું-હસું થઈ રહે, એવા આત્માની તારકનિશ્રામાં બેસનારા પુણ્યશાળી આત્માઓના જીવનમાં શાતા સંચરે વિષાદનું તેમના મન ઉપરનું દબાણ ઓછું થઈ જાય, જગતના જીવોના હિતની વાત તેમના હૈયામાં પણ પેદા થાય

આપણા જીવન ઉપર આત્માના ભાવની અધિક અસર રહેવાને બદલે, અધિક અસર મહામોહની રહે ત્યાં સુધી 'મંગલ' માટે આપણે મહાપ્રયત્નો આદરવા પડે, શુભનું ચિંતન એટલે શું ?' તે પણ આપણને બરાબર ન

સમજાય 'ધર્મની અચિન્ત્ય શક્તિ'ને આપણે માત્ર બોલવાના શબ્દો પૂરતી જ માની લઇએ દેવાધિદેવની મહા કરુણાની પરમતારકશક્તિમા આપણને પૂરેપૂરી શ્રદ્ધા ન બેસે એક સામાયિકમા રહેલી અમાપ શક્તિની સો ટકા સાચી વાત સાથે આપણે ભાગ્યે જ સમત થઇએ વિધિપૂર્વકની એકવારની શ્રીજિનેશ્વરદેવની પૂજાના ફળમા આપણને 'બહુ માનવા જેવુ' ન લાગે

મહામોહનુ મુખ્ય કાર્ય, શ્રદ્ધાના મૂળને હૃદયની ભૂમિમા ચોટવા ન દેવાનુ છે

નિષ્ઠા અદર મૂળ નાખવાનો પ્રયત્ન કરે છે કે તરત જ મહામોહનુ પ્રલયપકર તોફાન તેને હલાવીને અલગ પાડી દે છે

નિષ્ઠા પણ અદર જ છે તે બહારથી નથી આવતી

નિષ્ઠા આત્મભાવના પક્ષે રહે છે

કુશકા, મહામોહના પક્ષે રહે છે

એ બેમાંથી જેનો પક્ષ મજબૂત હોય છે તે ફાવે છે.

શ્રીનવકારનો પક્ષકાર એટલે આત્મભાવનો પક્ષકાર 'હુ આત્મભાવનો પક્ષકાર છુ,' એવી યથાર્થ સમજવાળા સત્વશાળી આત્માને 'મહામોહના પક્ષકાર' તરીકે જાહેર થવામા જરૂર સકોચ થાય, દુખ પહોંચે

આપણી વર્તમાન ભૂમિકા મોક્ષની અપેક્ષાએ ભલે

ગમે તેટલી નીચી ગણાય, તેમ છતા શ્રીજિનેશ્વરદેવના પરમતારક શાસનને પામવા જેટલી ઊચી તો છે જ

શ્રીજિનેશ્વરદેવનુ પરમતારકશાસન અને શાશ્વતમત્ર શ્રીનવકાર, એ બને પામવા જેટલુ મહાપુણ્ય આપણા પક્ષમા હોવા છતા જગતના જીવોને આપણે તેની પૂરેપૂરી જાણ પણ ન કરી શકીએ તે આપણી કૃતઘ્નતાની પરાકાષ્ઠા ગણાય

પ્રભાવનાનો આપણો ઉજ્જવળ ભાવ, 'સ્વ સીમિત' બનીને એની અસલી પ્રભાવકતા ન દાખવી શકે એ શું આપણે નથી જાણતા ?

આપ્યા સિવાય ઓળખાણ કેવી ?

લેવાનો વિચાર શ્રીતીર્થંકર પરમાત્માના દાસ તરીકેના આપણા ગૌરવને ખરેખર ઝાખપ લગાડે છે

જો લઇએ નહિ તો આપીએ કયાથી ?

લેવાની ના નથી માગો જરૂર

પણ તે શ્રીનવકાર પાસે, દેવાધિદેવની મહાકરુણા પાસે

અને માગવુ શું, તે પણ વિચારી લેવું જોઇએ

આત્માની ત્રિભુવનહિતકરયોગ્યતા સિવાય બીજુ કશું પણ માગવું તે ન માગવા કરતા પણ ખરાબ છે

યોગ્યતાનો વિકાસ, તદનુરૂપ સામગ્રીને ખે ચી લાવે જ

છે તેમા ક્યાય બે મત નથી, હોઇ પણ ન શકે

અ દરની યોગ્યતા પ્રમાણે બહારનુ વાતાવરણ સર્જાતું હોય છે

બહારનુ વાતાવરણ ત્યારે જ સુધરે છે, આપણે જ્યારે અ દરથી સુધરીએ છીએ

અ ત કરણના સુધારા સિવાય બહારનો સુધારો શક્ય નથી

અ ત કરણમા આત્માનો ઉજાસ ફેલાય છે, એટલે તે આન દવિભોર બની જાય છે તેમાથી 'શિવમસ્તુ સર્વ જગત 'નો ત્રિભુવનગજવતો મહાનાદ પ્રગટ થાય છે તે નાદમા અમાપ શક્તિ હોય છે તે શક્તિ બધે સારી અસર ફેલાવે જ છે

અ દરનો અહ આમ ઓગળતો રહે તે માટે આપણે શ્રીનવકારને વધુ ને વધુ ભાવ આપવો જોઇએ નમસ્કાર-ભાવ વધારવા માટે, શ્રીનવકારને વધુમા વધુ ભાવ આપવા સિવાય બીજો કોઇ ઈલાજ નથી

અહ કાર ઓગળે છે એટલે અનોખી હળવાશનો આતરિક અનુભવ થાય છે જાણે આકળધોયુ નૂતનપ્રભાત પ્રગટ્યુ હોય એવું પવિત્ર અ દરનુ તેમ જ આસપાસનુ વાતાવરણ વર્તાય છે ભારનો મોટો ગાસડો જાણે કોઇ લઈ ગયુ હોય તેવું સ્પષ્ટ સમજાય છે

સ્વમાની ભૂખ્યો રહે પણ ભીખ ન માગે, દાનના

વ્યસનવાળો દાન આપ્યા સિવાય જીવી ન શકે તેમ શ્રી અરિહંત પરમાત્માનો દાસ, પરના હિતની ચિંતા સિવાય ચેનમાં સમય વીતાવી શકે તે ન માની શકાય તેવી હકીકત છે પરહિતચિંતા સિવાયની પળ તેને એક યુગ કરતા પણ મોટી લાગે તેના હૈયાનો ભાવ અહર્નિશ ત્રિભુવન તરફ જ વહેતો હોય તે ભાવમાં સર્વકલ્યાણભાવનું અમૃતમય સંગીત હોય જે જે પ્રદેશને તેનો સ્પર્શ થાય ત્યાં ત્યાં શુભના સરોવર છલકાય

પરંતુ આત્મભાવની યોગ્યતાના વિકાસ પહેલા, આવું ભાગ્યે જ સંભવી શકે

આત્મત્વનો વિકાસ એ જ સાચો વિકાસ છે

એ વિકાસ માટે જ શ્રીનવકાર છે શ્રીજિનપૂજા છે તપ, જપ અને નાના મોટા અનુષ્ઠાનો છે યાત્રા અને પ્રતિક્રમણ છે પ્રાયશ્ચિત અને વિનય છે વૈયાવચ્ચ અને સ્વાધ્યાય છે ધ્યાન અને કાયોત્સર્ગ છે શ્રુતપૂજા અને ગુરુવંદન છે શ્રીસંઘભક્તિ અને સ્વામીબંધુ સાથેનો સક્રિય સદ્ભાવપૂર્ણ વ્યવહાર છે

શ્રીનવકાર મેળવવાને ભાગ્યશાળી બનેલા આત્મા, મોક્ષ ન મેળવી શકે અથવા પોતાના આત્માની મુક્તિગમન યોગ્યતા સમયસર ન ખીલવી શકે તે સ્વ અને પર ઉભયના હિતની દૃષ્ટિએ દુઃખદ ગણાય

આત્મભાવ પ્રત્યેનો આપણો આદર, શ્રીનવકારની

આગધના પ્રત્યેના આપણા આદરને વધુ પુષ્ટ કરે છે શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞા મુજબના જીવનની યોગ્યતાને વિકસાવે છે જગતના જીવોને ઓળખવાની સાચી આતર્દૃષ્ટિ ખીલવે છે આતરદૃષ્ટિ ખીલે એટલે મિથ્યાત્વનો લોપ થાય

મિથ્યાત્વ એટલે મહામોહ અને તેના 'પરિવારને પ્રણામ કરવાની વૃત્તિ

એવી વૃત્તિમા જીવની ભવવિષયક અનત આવૃત્તિ-ઓનુ બીજ હોય છે

ભાવથી, અશરણુશરણુ શ્રીઅરિહત પરમાત્માની પરમતારક નિશ્રામા રહેવાની આતરવૃત્તિ કેળવવાથી જીવનુ જીવત્વ રૂડી રીતે ખીલે છે અને ભવ બીજની મહામોહાત્મક ગાઠ ઉત્તરોત્તર ઢીલી પડતી જાય છે

ગાઠ છૂટે એટને દોરડો સીવવાના ખપમા આવે, તેમ જીવનો સ્વવિષયક વ્યામોહ ઘટે એટલે ત્રિભુવન સાથેનો તેનો ભાવસબધ શુભ સક્રિયતા ધારણ કરે

મહામત્રની આરાધનાના પ્રભાવે સહુનો સ્વવિષયક વ્યામોહ નિરતર ક્ષય પામતો રહો ! સર્વજીવવિષયક શુભભાવ નિરતર વધતો રહો !

卐

# આત્માનો સગો

નમવા યોગ્યને ન નમવું તે અયોગ્યતા

અનમનીયને નમવું તે અયોગ્યતાનો વિકાસ અને યોગ્યતાનો હ્રાસ એમાથી જન્મે સસારનો પ્રાસ એ પ્રાસના પ્રભાવે યોગ્યતાનો હ્રાસ કઇ રીતે થતો જાય છે તે ન સમજાય, અયોગ્યતા બદલ આતરક્ષોભ ન થાય

ડુકુ કપડુ કડે તેમ અયોગ્યતા કડવી જોઇએ, ખૂબ જ નાની પડવી જોઇએ

અયોગ્યતા જેને 'નાની' પડે, તે 'કઇક' યોગ્ય ગણાય

સાચી યોગ્યતામા 'ત્રિભુવનહિતકરભાવ'ના દર્શન થાય

તેને જ યથાર્થ યોગ્યતા કહેવાય

પોતાના આદર્શને અનુરૂપ જીવન અનુસાર યોગ્યતા ઘડાય છે

આદર્શ જેનો સામાન્ય હોય તેની યોગ્યતા સામાન્ય પ્રકારની હોય

આદર્શને અનુરૂપ આતરિક ઘડતર પાછળ આત્માની શક્તિ ખેચાય છે

અયોગ્યતાની વધુ માત્રાવાળી યોગ્યતાને મૌલિક યોગ્યતા માનીને મનથી પ્રણામ કરવાનો ભાવ જાગે તે આપણામા યોગ્યતા નહિવત્ પ્રગટી હોવાની નિશાની છે

યોગ્યતા એટલે લાયકાત

જે ભાઇ, જે સત્કાર્યને સર્વથા બધબેસતા થઈ શકે તે કાર્યને માટે તે 'લાયક' ગણાય જ્યારે એવું કાર્ય ઊભુ થાય ત્યારે સહુ તેમને પહેલા યાદ કરે, આદરપૂર્વક આમત્રણ આપે

આપણે સહુએ દેવાધિદેવ શ્રીઅરિહત પરમાત્માની પરમમગલમય ભાવનાને સર્વથા બધબેસતા થવાનું છે

તે સર્વોચ્ચ ભાવનામા ચૌદરાજલોકના બધા જીવો આવી જાય છે કોઈ એક જીવની અવગણનાના વિચારને તેમા સ્થાન નથી

એ ભાવનાને બરાબર બધબેસતા થવા માટે અદરથી મોટા થવું પડે

અદરની મોટપ એટલે હૃદયની વિશાળતા

બહારથી નાના થવું એટલે ભૌતિકતાને બધબેસતા ન થવુ તે

'મારે ઘણાને અંદર સમાવવાના છે' એવી સમજ હૃદયની વિશાળતામા સારો ભાગ ભજવે છે

શ્રીપંચપરમેષ્ઠિભગવંતોને જે હૃદય સોંપાય, તે હૃદય સ્વાભાવિકપણે 'ત્રિભુવનહિતકરકેન્દ્ર' તુલ્ય બની રહે

આત્મભાવ, સકળ લોકમા સંચરી શકે છે

આપણા ભાવમા સકળલોકમા રહેલા બધા જીવોને સ્થાન ન મળે તેટલી ઓછી આપણી લાયકાત ગણાય

ત્રિભુવનમા રહેલા જીવોના સર્વોચ્ચ હિતને ભાવ આપવાની આત્માની લાયકાત ખીલવવા માટે શ્રીનવકાર છે

ત્રિભુવનપતિ શ્રીજિનેશ્વરદેવનો દાસ, ત્રિભુવનમા રહેલા જીવોના હિતને શી રીતે વિસરી શકે ?

તે જ્યારે-જ્યારે શ્રીનવકારના શરણે જાય, ત્યારે-ત્યારે તેને ત્રિભુવન યાદ આવે—આવવું જોઈએ

ત્રિભુવનમા રહેલા સઘળા જીવો સાથેના ભાવસંબંધની આડે આવે છે કોણ ?

આપણો, આપણી જાત પ્રત્યેનો તેમ જ આપણા પોતાના માનેલાઓ પ્રત્યેનો સ્વાર્થ

જો અમુકને આપણે આપણા પોતાના માની શકતા હોઈએ તો આપણી તે માન્યતાને 'સર્વ' સુધી ફેલાવી ન શકીએ ?

જરૂર ફેલાવી શકીએ તેમ છતા જે આપણને નીધે સીધો લાભ કરાવે છે તેના પ્રત્યેની મમતાની માત્રા વધી તો જાય જ છે

એ રીતે વિચારતા શ્રીપચપરમેષ્ઠિ ભગવતો આપણા ઉપર જે ઉપકાર કરી રહ્યા છે તેની તુલનામા આપણા માતપિતાના ઉપકાર પણ સામાન્ય ગણાય એટલે આપણી મમતા તેમની જ ભક્તિમા કેન્દ્રીભૂત થવી જોઇએ

શ્રીપચપરમેષ્ઠિ ભગવતો વધુ ઉપકાર કરી શકે છે તેનુ કારણ તેમના આત્માની તથાપ્રકારની વિશિષ્ટ યોગ્યતા છે તે યોગ્યતામા એ વિશિષ્ટ ગુણ રહેલો હોય છે કે જગતના બધા જીવોના હિતને તેમા સ્થાન હોય છે અને તે સ્થાન પણ એક સરખુ શાણા પ્રત્યે અધિક ભાવ અને મૂર્ખ પ્રત્યે ઓછો ભાવ એવુ બીલકુલ નહિ

આ પ્રકારની વિશિષ્ટતમ વિશિષ્ટતાના કારણે શ્રીપચ પરમેષ્ઠિભગવતો સકળ જીવલોકને તારનારા કહેવાય છે તેમ જ તેમના શરણે જનારા યોગ્ય આત્માઓ તરી જાય છે

આવી લાયકાત આપણા આત્મામા પણ છે પરતુ આજે તેના ઘણા અશો ઢકાએલા છે, શ્રીનવકારની આરાધના વડે આપણે તેને ઉઘાડવાના છે,

ઢકાએલા તે પ્રદેશો ખૂલે તેમ આત્માની લાયકાત વધે, સર્વજીવહિતપરાયણતા સ્વાભાવિક બને, 'પાપવિરમણ

મત' એટલે શું તે આપણને બરાબર સમજાય

ચાવી લાગુ પડે એટલે તાળું ઉઘડે, દરવાજો ઉઘડે અને આખા મકાનમા સુખપૂર્વક હરફર કરી શકાય, તેમ શ્રીનવકાર લાગુ પડે એટલે આત્માની 'સર્વ જીવ હિતચિંતા' વિષયક લાયકાત ઉઘડે, ભાવસમાધિનો સુયોગ થાય અને લોક આખામા શુભભાવની અનુમોદનીય પ્રભાવના કરી શકાય

પાપથી વિરમવા જેટલી જ ઉપકારક, શુભભાવ પૂર્વકની આરાધના છે

શુભભાવપૂર્વકની આરાધનાની આંતરિક લાયકાતના ઘડતરમા શ્રીનવકાર અચિંત્ય બળ પૂરે છે

પૂરેપૂરો ભાવનમસ્કારનો ભાવ, સામે જ્યા સુધી શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતો પધારતા નથી ત્યા સુધી જાગતો જ નથી કારણ કે એવા ભાવને જગાડવાની સાચી ક્ષમતા તેઓશ્રીના આત્માના સર્વોચ્ચ પ્રકારના ભાવમા જ હોય છે

એટલે આપણે જ્યા સુધી શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર ન કરીએ ત્યા સુધી, અનમનીયને નમવાનો આપણા આત્મપ્રદેશોમા ભરાઈ રહેલો અયથાર્થ-મિથ્યા ભાવ સર્વથા નિર્મૂળ થઈ શકતો નથી

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના દર્શન માત્રથી આત્મપ્રદેશોમાં જે ઝણઝણાટી પેદા થાય છે તે જ કહી આપે છે કે તેમને જીવતત્ત્વ પ્રત્યે કેટલો ઊંચો અને અદ્વિતીય ભાવ હોય છે

એવા પરમોપકારી ભગવંતોને નમવાનો ભાવ ન આવે તે, આત્મપ્રદેશોમા ગાઢ અધકાર છવાએલો હોવાની સાબીતી છે

તે અધકારને આર્ત અને રૌદ્રધ્યાન સાથે ગાઢ સબધ હોય છે જ્યા સુધી તે સબધ કાયમ રહે ત્યા સુધી જીવની મુક્તિ ન થાય, બીજા જીવનુ ઉત્થાન શક્ય ન બને

નિશાનો ગમે તેવો અધકાર, સૂર્યના આગમન માત્રના પ્રભાવે અલોપ થઇ જાય છે તેમ અતકરણમા શ્રીનવકારનુ શુભાગમન થાય છે, તેની સાથે આત્મપ્રદેશોમા ખરી ભીડ વખતે માડી જાયો વીર આવ્યાના સમાચારે માનવી હર્ષ અનુભવે તેવો ભાવ પ્રસરે છે

આત્માને શ્રીનવકાર સાથે અનાદિનુ સગપણ છે

તેથી જ કોઈ પણ જીવ શ્રીનવકાર સાભળે છે એટલે તેના ચૈતન્યમા અનેરી સ્ફુર્તિ સચરે છે

જીવને શ્રીનવકાર સભળાવવો એ તે સૂતેના તેના ચેતનરાજને સજાગ કરવો તે

પાપમા પ્રવૃત્તિ કરવાની વૃત્તિનો સમૂળો નાશ કરવાની અચિંત્ય શક્તિ શ્રીનવકારમા છે

શ્રીનવકારનુ 'સવ્વપાવપ્પણાસણો' પદ તેની સાક્ષી પૂરે છે

એવા શ્રીનવકારની ઓળખાણ થાય અને છતા

આપણી અયોગ્યતા આપણને ઓળખાય નહિ, તો આપણે શ્રીનવકારને ઓળખી શકયા છીએ એમ શી રીતે બોલી શકીએ ?

ઉઘાડી આંખે કોઈ ખાડામા ન પડે, તેમ, 'આ પાપ છે', એવું જાણ્યા પછી તેને પ્રણામ કરવાની વૃત્તિ થાય તે શ્રીનવકારનો આંતરસ્પર્શ ન થયાની જ નિશાની ગણાય

પોતાના આત્માના સાચા સગાને મળવામા આપણે જે ભાવમંદતા દાખવીએ તે સરવાળે ભવ (સ્વાર્થ) સાથેના આપણા ગાઢ સબધમા પરિણમે

સ્વાર્થ સાથેની ગાઢ મૈત્રી, ચારગતિમા રખડાવે રીબાવે, તપાવે

શ્રીનવકાર આપણા આત્માની સંપૂર્ણ યોગ્યતાને વિકસાવે છે

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને નમવા જેટલુ પુણ્ય આજે જેમના પક્ષે છે તે મહાપુણ્યશાળી આત્માઓ, સ્વાર્થને સલામ ભરવાની વૃત્તિ દાખવે તે દુઃખદ ગણાય, શોચનીય ગણાય

અયોગ્યતાના મૂળનો ઉચ્છેદ કરવામા શ્રીનવકાર અજોડ છે તેની સાથેનો આપણો સબધ અદ્વિતીય બને એટલે તેની તે અનુપમ શક્તિનો આપણને યથાર્થ અનુભવ થાય

પૂરા નમસ્કાર સિવાય પૂરો લાભ થતો નથી

સ્વાર્થ આપણા અંગભૂત બની રહે એટલે પરમાર્થમા જરૂર ખેચ પડે, કારણ કે આપણા પ્રાણોને અધિક શિક્ષણ સ્વાર્થનું મળેલુ હોય એટલે તે બધા એકાએક પરમાર્થમા પ્રવીણતા ન જ દાખવી શકે

તેમ છતા આત્માના સગા શ્રીનવકારને શરણે જવાથી પ્રાણોની તે કમજોરી ટુંક સમયમા દૂર થાય છે તેમ જ લોકમા મંગલમય વાતાવરણ ફેલાવવાની મૌલિક શક્તિ પ્રગટ થાય છે

આત્માની શક્તિના અભાવે, સ્વાર્થ જરૂર આપણને ભાવે—ગમે. પણ એટલા ઉપરથી એમ માની લેવુ કે 'સ્વાથ પણ સારો છે' તે શ્રીવીતરાગ પરમાત્માની આજ્ઞાની વિરાધના છે

આપણે આરાધક છીએ વિરાધના સાથે 'અમારે સંબંધ છે' એવુ બોલવા માટે આપણે ભાગ્યે જ આગળ આવીએ

તો પછી આરાધનાનો જે પ્રાણ છે તે આંતરિક લાયકાત સાથે શ્રીનવકારનો સંબંધ કેળવવાની દિશામા આપણે પ્રમાદ સેવીએ તે આપણા માટે શોભાસ્પદ ગણાય કે ?

બીલકુલ નહિ

આત્માના સગા શ્રીનવકાર સાથેનુ આપણું સગપણ જીવ માત્રના કલ્યાણની સક્રિય ભાવનામા પરિણમે તે માટે આપણે આપણા સમય અને શક્તિનો સદુપયોગ કરવો જોઇએ

ઉક્ત દિશામા જેટલી પ્રગતિ સધાય છે તેના પ્રમા ણમા જીવની મુક્તિગમન યોગ્યતાનો વિકાસ થાય છે તે વિકાસ અનુસાર સુવિકસિત આત્માઓ પ્રત્યે અમાપ આદરભાવ જન્મે છે તેમ જ નીચે રહેલા આત્માઓ પ્રત્યે કરુણા પ્રગટે છે અને આપણી આધ્યાત્મિક યોગ્યતા, અવરોધના ભયથી મુક્ત બનતી જાય છે

જીવમાત્ર પ્રત્યે આત્મભાવ જગવવાની મહામત્ર શ્રીનવકારની અચિંત્ય શક્તિનો પૂરેપૂરો લાભ મેળવવાના આપણા સયોગો છે જ

એ શુભ સયોગનો દેવાધિદેવની મહાકરુણાના શાશ્વતપ્રવાહ સાથે યોગ કરાવી આપનાર શ્રીનવકારને ત્રિવિધે કોટિકોટિશ પ્રણામ

શાશ્વતમત્ર શ્રીનવકારના સઘળા સગાને ભાવપૂર્વક પ્રણામ

卐

# મહા-ભાવનું માધ્યમ

સમરાંગણમાં સૈનિકનો ભાવ છતો થાય

આગણે યાચક આવે એટલે દાતાનો ભાવ છતો થાય

શાળામાં આચાર્ય અને વિદ્યાર્થીનો ભાવ છતો થાય

બજારમાં વેપારીભાઇ અને ગ્રાહકનો ભાવ છતો થાય

ઉષા-સંધ્યાના દર્શને ચિત્રકારનો ભાવ હિલોળે ચઢે

ઝરણાનું ગીત, સંગીતકારના ભાવને જાગૃત કરે

બાળકના અશ્રુ જનનીના ભાવને છતો કરે

દેવાધિદેવ શ્રીવીતરાગ પરમાત્માના દર્શને, પુણ્યશાળી આત્માનો ભાવ નાચવા માંડે

એ બધા ભાવનો રાજા છે શુભભાવ સર્વ કલ્યાણભાવ આત્મસમભાવ સર્વાત્મભાવ

શુભભાવ શત્રુનું પણ શુભ ચિંતવવાની તરફેણ કરે

સર્વકલ્યાણભાવનો આરાધક જીવમાત્રના કલ્યાણનો સજાગ ચિંતક હોય

સમભાવીના ભાવમા આત્મસમત્વ હોય તે જેવો પોતાના આત્માને જુએ, તેવો પરના આત્માને જુએ પોતાના આત્માને પરના આત્માથી અધિક ચઢીઆતો માનીને પોતાના અંગત સુખ માટે પરના હિતને ગૌણ ન માને, બદલે પરનું હિત તેને પહેલું યાદ આવે, તેમા જ તેને પોતાનું શ્રેય અર્થાત્ પ્રત્યક્ષ થાય પર પ્રત્યેનો તેનો ભાવ સ્વ કરતા મોળો વર્તાય ત્યા સુધી તેને ચેન ન પડે એવી ભેદભાવભરી સ્થિતિમા તેનું હૃદયકમળ સંકોચાવા માડે તેના પ્રાણોની પવિત્રતા ઓછી થાય

આત્મસમભાવમાથી સર્વાત્મભાવ પ્રગટે

સર્વાત્મભાવ એટલે ત્રિભુવનના બધા જીવોના હિતની સ્વાભાવિક ચિંતાવાળો ભાવ

એવો ભાવ જે આત્મામા પ્રગટે છે તેનો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ જગતના બધા જીવોના કલ્યાણમા જ સાર્થક થાય છે તેના કોઈ વિચાર પ્રદેશમા 'સ્વ' નથી હોતો, 'પર' નથી હોતો 'ત્રિભુવનહિતચિંતકત્વ' એ જ તેનો સ્વભાવ હોય છે

આપણે જ્યારે અધિક આપણા સ્વાર્થના પક્ષ તરફ ઢળીએ છીએ ત્યારે ત્રિભુવનના જીવો સાથેનો આપણો ભાવસબધ તૂટી જાય છે શ્રીજિનેશ્વર ભગવાનની સર્વ-કલ્યાણકર આજ્ઞા પ્રત્યેનો આપણો પરમપૂજ્યભાવ ઓછો પડી જાય છે આપણી આસપાસ અમગલના બીજ-સરખા

સ્વાર્થનું શ્યામલ વાતાવરણ જામી જાય છે

મહામોહના એ શ્યામલ વાતાવરણને વિખેરી નાખવાની તેમ જ અંતઃકરણના ઉજાસને ચોમેર ફેલાવવાની અચિંત્ય શક્તિ મહામંત્ર શ્રીનવકારમાં છે

જે પુણ્યશાળીના અંતઃકરણમાં શ્રીનવકાર પધારે છે ત્યાં 'શિવમસ્તુ સર્વ જગત'ની મહામૂલી સુવાસ તરત ફેલાય છે અને સ્વાર્થને માફકસરનું વાતાવરણ ધોવાઈ જાય છે

આપણો ભાવ આપણે પૂજીએ તેમ જ આંકીએ પણ આપણે અને ઘણો વધારે આંકીને ફુલાઈએ પણ આપણે તે બધી રીતે અયથાર્થ છે, અહિતકર છે, આત્મવિકાસ અવરોધક છે, પરના આપણા પ્રત્યેના યથાર્થ ભાવની અવગણના તેમાંથી જન્મે છે તેમાંથી ઉદ્ધતતા જન્મે છે અને તે આપણને જગતના જીવોને ભાવ આપવાની ભૂમિકા ઉપરથી ઘણે નીચે ઉતારી દે છે

શ્રીનવકારના અજવાળે આત્મભાવનું દર્શન કરવાનો નિયમિત અભ્યાસ આપણા માટે નિતાંત આવશ્યક છે

શ્રીનવકાર આપણા ભાવનો શ્રેષ્ઠતમ રક્ષક છે

તે આપણા શુભભાવની રક્ષા કરે છે એટલું જ નહિ, પરંતુ આપણને દુર્ભાવની ખીણમાં ગબડતા પણ બચાવી લે છે

ભીતરનો ભાવ અધિકભવ તરફ વળેલો હોય છે એટલે તે એકાએક સર્વ તરફ મો ફેરવી શકતો નથી તેમ કરવા

માટે તેને જપ-તપના જતરડામાથી પસાર કરવો પડે છે પશ્ચાતાપના પવિત્રતર જળ વડે ભીંજવવો પડે છે શ્રીપરમેષ્ઠિ ભગવતોની પરમ તારક નિશ્રામા વધુ વખત રાખવો પડે છે

ભીનુ કપડુ તડકામા સુકાય છે તેમ આત્મપ્રદેશોમા ભળી ગએલો મહામોહનો ભેજ શ્રીનવકારના જાપના તાપની ગરમી વડે દૂર થાય છે

ક્રિયામાથી ગરમી પેદા થાય છે તે આપણે જાણીએ છીએ

તો પછી શાશ્વત એવા શ્રીનવકારના વિધિપૂર્વકના જાપમાથી પેદા થતી સર્વોચ્ચ પ્રકારની ગરમીની તો વાત જ શી ?

તેમા ભવોભવના મોહમાલિન્યને નિર્મૂળ કરવાની તાકાત હોય છે તેના એક-એક અક્ષરમા આત્માના આવરાએલા અક્ષરત્વને ખોલવાની અચિંત્ય ક્ષમતા હોય છે તેના એક એક અક્ષરને દ્યોતકર અણમોલ રશ્મિની ઉપમા પણ નાની પડે

આપણે કયા ઊભા છીએ ?

ચૌદરાજની મધ્યમા

તો પછી આપણે શ્રીનવકારને બધબેસતા કેમ થઇ શકતા નથી ?

કારણકે બીજે બરાબર રોકાએલા (Engage) છીએ માટે

આપણા ભાવનુ આપણે જ્યા રોકાણ કરવા માટે ખેચાઇએ છીએ તેના વળતર પેટે આપણને શુ મળશે ? તેમ જ જગતના બધા જીવોને શુ મળશે ?

એવો વિચાર કરે જ છે કોણ ?

મતલબ કે આપણા ભાવનુ આજનુ રોકાણ અવિચારી પગલા સરખુ છે

એમ કહેવામા કશુ ખોટુ નથી

શ્રીનવકારમા શુભભાવનું રોકાણ કરનારા સત્ત્વશાળીના એક નહિ પરતુ મોક્ષપર્યંતના મઘળા ભવો સુધરે છે

શ્રીનવકારને ભાવ આપવો એટલે શ્રીઅરિહત પર માત્માની સર્વજીવહિતકર ભાવનાને ભાવ આપવો આત્મ સમભાવને ભાવ આપવો, જીવનની આખ સરખા વિનયને ભાવ આપવો, પરમાર્થ સાધનાને ભાવ આપવો

સ્વાર્થી વિચારના શિયાળવા જેને ડેકીને અંદર ન આવી શકે એવા ઊચા ભાવને લાયકના મનનુ ઘડતર શ્રીનવકારના નિશ્ઠા પૂર્વકના જાપના પ્રભાવે થોડા વખતમાં થાય છે

આપણે નમસ્કારભાવને ખ ધબેસતા ન થઇ શકીએ તે આપણા આત્માની મુક્તિગમન યોગ્યતાનુ અપમાન છે આજ સુધીમા જેમણે આપણા ઉપર અસીમ ઉપકાર કર્યા

છે તેમનુ અપમાન છે અનતા શ્રીપચપરમેષ્ઠિ ભગવંતોની નિઃસીમ કરુણાના પ્રભાવે સર્વશ્રેષ્ઠ એવા ભવને પામ્યા પછી પણ ભાવ આપણો તેમની ભક્તિને બદલે આપણા જ સ્વાર્થની ભક્તિમા રોકાએલો રહે તે શું આપણા માટે શોભાસ્પદ છે ?

જીવ માત્ર વાચ્છે છે સુખ.

સુખનો અભિલાષી કોઈને દુખી જોઇને હરખાય ખરો કે ?

ના.

બીજાનુ અસુખ ઘટાડવાના શુભભાવપૂર્વકના સમ્યક્ પ્રયત્નો કરવા કરતા વધુ શ્રેષ્ઠ-સુખના ખોળે અહર્નિશ રમતા રહેવાનો-બીજો કોઇ માર્ગ નથી

શ્રીનવકારમાતાના ખોળે રમવાથી એવી સઘળી યોગ્યતા આસ્તે આસ્તે ઉઘડવા માડે છે તેમ જ વિષય અને કષાયની સેવા કરવાની વૃત્તિ મદ થાય છે

ગમે તેવી લાલચ બતાવવા છતા પોતાની માતાના ખોળે રમતું બાળક પરના ખોળે જવા તૈયાર થતું નથી તેમ એકવાર શ્રીનવકારમાતાના ખોળે રમવાનો ધન્ય અવસર જે ભાગ્યશાળીને પ્રાપ્ત થાય છે તેને તે ખોળાના પરિઘ બહાર પગ માંડવો પડે છે ત્યારે અકથ્ય દુખ પહોચે છે, તેના મનની પ્રસન્નતા આખી પડી જાય છે તેનું-

હૃદયકમળ ખીડાવા માડે છે તેના પ્રાણોમા થાકના ચિન્હો કળાય છે તેના લોહીની ગતિ કંઈક અંશે બેતાલ બને છે, તેના સમગ્ર જીવનપ્રવાહનો સ્વાભાવિક ઉલ્લાસ અને વેગ મંદ પડી જાય છે

શ્રીનવકારના એક એક અક્ષરમા અનંત સૂર્યોનો પ્રકાશ છે અનંત ચંદ્રોની શીતળતા છે અનંત સમુદ્રોની ગંભીરતા છે

એ શ્રીનવકારને ભેટવા માટે આપણી સમગ્રતા જ્યારે ઊંચી અધીરતા દાખવે છે અને મન શ્રીનવકારમા જઈને બેસે છે ત્યારે આપણને એમ જ લાગે છે કે, 'અમૃતના આ મહાસાગરની બહાર ભટકીને મે આજ સુધીનો મારો સઘળો સમય વૃથા ગૂમાવ્યો.'

ભાવથી શ્રીનવકાર ચૌદરાજલોકવ્યાપી છે

તેની ભીતરના ભાવનું યથાર્થ દર્શન,—ત્રણ જગતના જીવોને શ્રીઅરિહંત પરમાત્મા જ કરાવી શકે છે

એ ભાવમા એટલો જોસ હોય છે કે, સમગ્ર વિશ્વના સઘળા જીવોના અશુભ કર્મોને તેમા એક સામટા ઠાલવી દેવામાં આવે, તો પણ તેની ઉજ્જવળતાને લેશ માત્ર ડાઘ ન અડે કારણ કે તે ભાવ રૂપાતીત હોય છે વર્ણનાતીત હોય છે તેમા કાયમ રહે છે જીવ માત્રને તારવાની ઉત્કટતમ સ્વાભાવિકતા પડતાને અવધારવાની અનન્યતમ ક્ષમતા

આપણી સ્વાભાવિકતા ભેળસેળવાળી હોવાથી તેનો

ખરો અર્થ એકાએક હૃદયગત ન થાય તે પણ બનવા જોગ છે

જે વિચાર યા વર્તન તરફ આપણી સમજના સ્વાભાવિક ઝોક દર્શાવે, તે વિચાર તેમ જ વર્તનને માફકસરના શુભાશુભ કર્મોનું બળ આપણામા અધિક છે તેમ કહેવાય

અને તે મુજબના આપણા વિચાર, વાણી અને વર્તન બને

બજારમા ફલાણા માલની અછત છે, એટલી ખબર પડતાની સાથે શાણો વેપારી ગમે તેવા જોખમ ખેડીને તે માલ બજારમા લાવે છે અને તેનો મનગમતો ભાવ ઉપજાવે છે તે જેટલો બજાર અને વેપારને બધબેસતો થઈ શકે છે તેટલો એકાએક અન્યત્ર બધબેસતો થઈ શકતો નથી તે મુજબનુ તેના સ્વભાવનું ઘડતર થઈ ગયું હોય છે પરતુ તેને જ્યારે એમ લાગે કે, 'આ ધધામા મારા આત્માનો સ્વભાવ પ્રગટ થવાને બદલે ઢકાય છે વધુ', એટલે તે ધધો કરવો પડે ત્યા સુધી પણ આત્માના ભાવનો પક્ષકાર બનવાની જ કોશિષ કરતો રહે તે ભાવના પ્રભાવે નથી તેનો ધધો કથળતો, નથી જીવન બગડતું

શ્રીવીતરાગ પરમાત્માના પરમતારક શાસનને પામેલા આત્માને પોતાનો ભાવ, સ્વાભાવિકપણે કઈ દિશામા વધુ ખેચાય છે અને કઈ દિશામા ઓછો તેનો સતત ખ્યાલ રહેવો જોઈએ તે સિવાય તે મહાદુર્લભ માનવભવ હારી જાય

ભાવ, અધિકારી ભવ વધારનારા વિષય-કષાય પ્રત્યે એ ચાય અને ધર્મધ્યાનમા જોડાવા માટે સખ્ત પરિશ્રમ કરવો પડતો હોય તો સમજી લેવું રહ્યુ કે આપણામા સહજમળ વિશેષ છે, આપણો ભવ્યત્વભાવ તેની અસર નીચે ઢકાએલો છે

તેને ઉઘાડવા માટે શ્રીનવકાર છે

શ્રીનવકારનો એક એક અક્ષર આત્મપ્રદેશોને એ રીતે સ્પર્શે છે, જે રીતે રવિકિરણ સરોવરના કમળના હૃદયને સ્પર્શે છે

એવી અનુપમ છે સકલના મહામત્ર શ્રીનવકારના અક્ષરોની કે તેના જાપમાથી જન્મતા આદોલનોના બળ સામે મહામોહની આખી સેના પણ ટકી શકતી નથી

મહામોહ આપણા શુભભાવને ભાવરૂપે બહાર જતા અટકાવે છે અને તેના ઉપર પોતાની છાપ માર્યા પછી જ તેને સતોષ થાય છે

મહામોહની છાપ એટલે 'હું' અને 'મારૂ'

આ બે સિક્કાવાળો ભાવ 'ભાવ' તરીકેની લાયકાત ગૂમાવી દે છે, જે રીતે સિક્કાવાળી ટિકિટ, 'ટિકિટ' તરીકેની લાયકાત ગૂમાવી દે છે.

અનત શક્તિશાળી આત્માના ભાવને આ રીતે દૂષિત કરવો તે શ્રીજિનેશ્વરદેવની આજ્ઞાની વિરાધના છે પ્રમાદના પ્રભાવે આમ બનતું હોય છે

પ્રમાદ 'હુ'ના લાકડીના ટેકે ચાલે છે

એ 'હું' જો શ્રીનવકારના પ્રભાવે સહુમા પોતાને જોતો થઇ જાય તેમ જ પોતામા સહુને જોતો થઈ જાય તો ન તેને પ્રમાદ પટકી શકે, ન મહામોહ મહાત કરી શકે

ભાવની અલગતાને ટાળવાની અચિંત્ય ક્ષમતા 'નમો' શબ્દમા છે

જીવના, વિશ્વના સઘળા જીવો સાથેના ભાવસબધની મૂળ ચાવી તે 'નમો'

'નમો' શબ્દનો ધ્વનિ, આત્મામાં નમસ્કારભાવની ધ્રુજારી પેદા કરે છે

તેના પ્રભાવે ચારગતિમય સસારના બીજરૂપ મહા મોહને નમવાની સ્વાભાવિક બની ગએલી વૃત્તિ મદ પડે છે, અને અનતકરુણાનિધાન શ્રીતીર્થંકર પરમાત્માની સર્વોચ્ચ ભાવનામા સમાઈ જવાની ભાવના પ્રગટ થાય છે

એમા સમાઈ જવાની ભાવનાને આપણે આજે પોષી રહ્યા છીએ તેનો જો તત્ત્વપણે વિચાર કરી શકીએ તો આપણા સઘળા અતરાયોનું મૂળ કારણ આપણને જરૂર હૃદયગત થાય

આપણા હૃદયમા, દેવાધિદેવના હૃદયની પધરામણી શ્રીનવકાર કરે છે, દેવાધિદેવની સર્વજીવહિતકર ભાવનાને શ્રીનવકાર જાગૃત કરે છે, આપણા હૃદયની પ્રત્યેક પાખડીમાં કોઈ આત્મામા શુભભાવની સુરભિ ... [illegible]મતા

શ્રીનવકાર જગવે છે આપણા હૃદયની કોઈ પાખડી સ્વાર્થના ભાર નીચે દબાઇ ન જાય તેની સભાળ શ્રીનવકાર રાખે છે આપણું હૃદય બધી રીતે વિશ્વના હૃદયરૂપ બની રહે તે રીતે શ્રીનવકાર આપણી સમગ્રતાને ઘડે છે, આપણા આત્માની અનત શક્તિને પ્રગટ કરે છે આપણો કોઈ ભાવ ત્રિભુવનહિતચિંતાના અભાવવાળો તેમ જ મમતાના ઘેરા પટવાળો ન બની જાય તે માટે શ્રીનવકારને આપણે આપણા હૃદયના હૃદય તરીકે પૂરેપૂરો ભાવ આપવો જોઇએ

નમસ્કારભાવભીના હૃદયમાથી જે સુવાસ જન્મે છે, તેમા મ ગલમય વાતાવરણ ફેલાવવાની અજબ શક્તિ હોય છે

એવી શક્તિનો, શ્રીનવકાર, મહાસાગર છે

આપણી અશક્તિનુ ભાન આપણને શ્રીનવકાર તરફ જવાની પ્રેરણા તો આપે જ છે, પરતુ યથાર્થ નિષ્ઠાના અભાવે હૈયુ શ્રીનવકારને સોપતી વખતે આપણે અચકાઇએ છીએ એટલે નમસ્કારજાપની પ્રક્રિયાની પૂરી અસર આપણા આવરાએલા આત્મપ્રદેશો ઉપર થતી નથી અને આપણી શુભભાવવિષયક અશક્તિ લગભગ કાયમ રહે છે

વિશ્વના બધા જીવો ઉપર જેઓશ્રીના આત્માનો નિર્મળ ભાવ, મહાકરુણારૂપે અહર્નિશ વરસી રહ્યો છે તે શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના હૃદયને ભેટવાનુ શ્રીનવકાર એ શ્રેષ્ઠતમ માધ્યમ છે એવા શ્રીનવકારને ભજનારું હૈયુ, વિશ્વના કોઈ જીવના હિતની અવગણના કઇ રીતે કરી શકે ?

શ્રીનવકારમાંથી જે આત્મભાવ નીતરે છે તેના આછા અનુભવ પછી એટલુ જરૂરી કહી શકાય કે, સુંવાના સાગરમા દિન-રાત રમના છતા જે શાતા ન સ્પર્શે તે શાતા શ્રીનવકારના પ્રત્યેક અક્ષરના સ્પર્શે સચોટપણે અનુભવાય છે

અક્ષરના સ્પર્શે આત્મપ્રદેશ ઉઘડે છે એટલે લોક-સપર્ક જીવત બને છે, અને આત્મામા એક એવો ભાવ પ્રગટે છે કે જેની શક્તિનો અદાજ કોઈ છદ્મસ્થ જીવ ભાગ્યે જ કાઢી શકે એ સમયે તેમા એવો તારકભાવ હોય છે કે જે જીવ તે દિશામા મસ્તક નમાવે છે, તેને પણ તેનો સ્પર્શ થાય છે અને તેના આતરૂપ્રદેશમા અદ્ભુત ઝણઝણાટી જન્મે છે

શ્રીનવકારના નાભિકમળમા રહેલા 'લોએ' અને 'સવ્વ' શબ્દો ઉપર આપણે ખૂબ જ ગભીરપણે વિચાર કરવા જેવો છે

એ બે શબ્દોમા શ્રીનવકારનો સમગ્રભાવ એવી રીતે છલકાઇ રહ્યો છે કે તેના ઉચ્ચારની સાથે આપણી સમગ્ર તામા ભાવભરતી આવે છે અને વદન ઉપર તેની અસર છતી થાય છે

'લોએ' પછી આવતો 'સવ્વ' શબ્દ, લોક સાથેના ભાવસબધની આત્માની યોગ્યતાને પ્રગટ કરે છે

લોક ભૂલી જવાય એટલે ન તે લોકના નાથ યાદ આવે ન અનતા શ્રીસિદ્ધ ભગવતો.

'સવ્વ' શબ્દમા રહેલી સ્વાભાવિક શક્તિ,

આત્મપ્રદેશોમા ઊડે સુધી ફેલાઇ ગએલા 'અહં' અને 'મમ'ના મૂળિયાને હલાવી નાખે છે.

સકળલોકમા વહી રહેલા સર્વોચ્ચ શુભભાવના પ્રવાહની સાથે હૃદયને જોડવાનુ મહાકાર્ય શ્રીનવકાર કરે છે

'સ્વ' સિવાય કોઈને નહિ ઓળખનારૂ હૃદય શ્રીઅરિહંત પરમાત્માને ઓળખી ન શકે તેઓશ્રીના જે ઉપકારો ચાલુ છે તેની તેને સમજ ન પડે એવો માનવબંધુ, પોતાની મતિ કલ્પના મુજબનુ સુખ મળે એટલે પોતાના ભાગ્ય અને પ્રયત્નને આગળ કરે, તેમ જ જ્યારે તેનુ અસુખ વધે ત્યારે તે પરને તેના માટે નિમિત્તભૂત ઠેરવે

'પર'નુ વિસ્મરણ તે જ મોટુ અસુખ

'પર'ના યથાર્થ સ્વરૂપને ઓળખાવનારા શ્રીતીર્થંકર પરમાત્માની નિ સીમ કરુણાનુ વિસ્મરણ તે જ કારમુ અ-સુખ

'સ્વ' એટલે પોતાપણાની ગાઢ ગાઠ

'પર' એટલે લોકમા રહેલા જીવો

એવા અનત જીવો સાથેનુ સાચુ ભાવસગપણ શ્રીનવકાર કરાવે છે

શ્રીઅરિહત પરમાત્મા પ્રત્યેના આપણા પરમપૂજ્યભાવમા હૃદય ત્યારે જ ભળી શકે છે જ્યારે તેમા ઘણાના શુભની ભાવના સચરે છે 'હુ'ની ગાઠવાળુ હૃદય, શ્રીજિન પ્રતિમાના અનતરૂપના એકાદ અશને પણ ભાગ્યે જ ઝીલી

શકે શ્રીજિનપ્રતિમાના દર્શનની જેમ, મહામન્ત્ર શ્રીનવકારના અક્ષરો પ્રત્યે પણ એવા ગાઢવાળા હૃદયને સામાન્ય અક્ષરો પ્રત્યે હોય છે તેવો ભાવ રહે છે

'તમે નાલાયક છો' એટલુ જો કોઈ આપણને કહી દે તો આપણા ક્ષોભનો પાર ન રહે કોઈક વળી ગુસ્સે પણ થાય

જ્યારે, આપણે મોક્ષમા નથી ગયા તે હકીકત છે મતલબ કે આપણા આત્માની મોક્ષગમનયોગ્યતા પૂરેપૂરી પ્રગટી નથી મોક્ષ માટે હજી આપણે લાયક બન્યા નથી

મતલબ કે આપણે વધુ લાયક ચારગતિમય સ સારને છીએ અને તેથી જ પાચમીગતિની યોગ્યતાવાળા આત્માની મૈત્રી આપણને રુચતી નથી તે આત્માને ઊચામા ઊચો ભાવ આપી રહેલા શ્રીઅરિહન્ત પરમાત્માની ભક્તિમા આપણું હૃદય બરાબર ભળતું નથી, શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના 'હૃદય' સરખા શ્રીનવકારને હૃદયમા પધરાવતા આપણે ખમચાઈએ છીએ

સ સારને અધિક લાયક નીવડવાની પ્રવૃત્તિ તે અધર્મ

આત્માની મુક્તિગમનયોગ્યતાને પ્રગટાવનારી પ્રવૃત્તિ તે ધર્મ

અધર્મ, મહાકમ્ણાનો પરમતારક યોગ થતો અટકાવે

ધર્મ, તે યોગની સુલભતા વધારી આપે

જો કે મહાકરુણા દુર્લભ છે જ નહિ પરંતુ તેના યોગની ભૂમિકા સિવાય, તેની સક્રિયતાનો મહાલાભ ન મળે

તે ભૂમિકા શ્રીનવકારની આરાધનાના પ્રભાવે તરત ઉઘડે છે

પ્રભાત ઉઘડતાની સાથે પંખીઓનો કલરવ શરૂ થઈ જાય છે, તેમ તે ભૂમિકા ઉઘડતાની સાથે, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યભાવની સ્વાભાવિક હીલચાલ અંતઃકરણમાં શરૂ થઈ જાય છે

યોગ્યને માટે અયોગ્ય અને અયોગ્યને માટે યોગ્ય, જેવી આપણી સ્થિતિ છે

મહાકરુણાના મહાઘોષ કરતાં અધિક મીઠો આપણને સ્વાર્થનો શંખનાદ લાગે છે નમસ્કારભાવના સ્થાને અહંકારભાવને બેસાડતાં આપણે શરમને બદલે પ્રસન્નતા અનુભવીએ છીએ

ઉપકારી ભગવંતો ફરમાવે છે કે, 'જીવને જ્યાં સુધી મહામોહ પ્રત્યે પક્ષપાત હોય છે ત્યાં સુધી આવું બનતું હોય છે'

પણ એને જ્યારે એમ સમજાઈ જાય છે કે 'મને તારનારા મહાન છે મારી ચિંતામાં હું તેમના ગુણનું ચિંતન ચૂકું તે ખોટું છે મારું કાર્ય તેમના ભાવને તેમ જ આજ્ઞાને માફકસર થવાનું જ હોવું જોઈએ'

આવા નમસ્કારભાવના પરિણામે અંદર જે ઘાટ

ઘડાય છે તે સસારને બધબેસતો હોતો નથી, તેમા અચિંત્ય તાકાતા છલકાતી હોય છે ધ્યાનમા જ્યારે તેનો સ્પર્શાનુભવ થાય છે ત્યારે લાખા કાળ સુધી તે અસર ઉપર મહામોહની કોઈ અસર કામ કરી શકતી નથી

શ્રીનવકારની સાચી સગત સસારમા રહેવુ પડે ત્યા સુધી પણ કષાયના પક્ષકાર બનતા બચાવી લે છે તેમ જ આત્માના ભાવને અધિક સક્રિય અને નિર્મળ બનાવવાની સઘળી માનુકૂળતાનો શુભયોગ કરાવે છે

શ્રીપચપરમેષ્ઠિ ભગવતોને ઓળખનારો આત્મા, જગતના બધા જીવોને જરૂર ઓળખી શકે જીવની ઓળખ એટલે જીવતત્ત્વની ઓળખ તે તત્ત્વમા રહેલી અનત શક્તિની ઓળખ જીવમા રહેલી અનત શક્તિની ઓળખ પછી તેની સાથે આત્મીયતા કેળવવામા બહુ વાર નથી લાગતી અને તે પછી આપણા પોતાના આત્માની અનત શક્તિને ઢાકનારા અશુભ વિચાર, મૃષાવાદ તેમ જ અહિત કર પગલુ ભરવાનો અશુભભાવ જોર કરીને ફાવી જાય તો પણ આપણે શરમ અનુભવીએ, મ કોચ અનુભવીએ આપણુ મો કહી આપે કે 'આણે અશુભ આચર્યું છે'

આવી પ્રબળ આતરિક યોગ્યતા શ્રીનવકાર પ્રગટાવે છે

જે નમસ્કાર શ્રીપચપરમેષ્ઠિ ભગવતોને થાય છે તેનુ શુભ પરિણામ આવે જ છે તે નમસ્કારની શુભપરિણામદાયકતાને રોકવાની શક્તિ કાળમા પણ હોતી નથી

નમસ્કારની ક્રિયા એ સામાન્ય ક્રિયા નથી

આપણી સમગ્રતાને વલોવી નાખવાનું બળ તેનામાં રહેલું છે તે ક્રિયામાં જેટલી ઔપચારિકતા, હૃદયશૂન્યતા નમસ્કાર તેટલો જ અધૂરો

પૂરા નમસ્કાર પછી, આત્માની સર્વજીવહિતવિષયક ભૂખ એટલી પ્રબળ બને છે કે, લોકમાં તેનું સ્થાન શાશ્વત બની જાય છે આત્માના સ્વાભાવિક સર્વોચ્ચ ભાવના નામે તે ઓળખાય છે કષાયોના કબજામાથી આત્માને છોડાવવાના વિધિપૂર્વકના પ્રયત્નો આદરનારા આત્માને તેનો પૂરેપૂરો સહારો મળે છે

જે અશુભ આપણી ચોમેર ખડકાએલું છે તેના આછા અંદાજ પછી એમ કહી શકાય કે શ્રીનવકાર ન હોત તો કોઈ જીવ ભવજળપાર જઈ શકત નહિ, તરવાની કળા તે શીખી શકત નહિ મહાકરુણાનો લોકઉભરાતો મહાસાગર વિદ્યમાન હોવા છતાં તે ઠેરનો ઠેર રહેત

ભીતરના સંસારને તરવાની સાચી કળા શ્રીનવકાર શીખવાડે છે

નમો' રૂપી સઢને ઉઘાડીએ છીએ એટલે આત્મા, પરમાત્માની મહાકરુણાના મહાસાગરમાં ફરતો થઈ જાય છે તેના ભાવમાં પરમાત્માનો ભાવ પ્રગટે છે તેની તે ધન્ય પળની આરાધના, પૂર્વના અસંખ્ય ભવોના તીવ્ર તેમ જ અશુભકર્મોને નિર્મૂળ કરી નાખે છે

પાચમી ગતિને લાયકની આત્માની પ્રક્રિયાનો નમસ્કારની ક્રિયા-એ પાયો છે

પાયાના ચણતર પછી ઈમારત ચણાય તેમ નમસ્કાર ભાવ પછીથી તેને સર્વથા અનુરૂપ પવિત્ર જીવનની યોગ્યતા પ્રગટે છે

અંતઃકરણપૂર્વકનો નમસ્કાર, અલ્પ સમયમા ઊંચામા ઊંચા પવિત્ર વાતાવરણનો સર્જક બની રહે છે

આંતરૂબાહ્ય પ્રતિકૂળતાને આનુકૂળતામા બદલી નાખવાની અમાપ શક્તિ, અંતઃકરણપૂર્વકના નમસ્કારમા છે

અધ્યવસાયને ગમે તેવા દુર્ભાવના ઘેરા વચ્ચેથી છોડાવીને, શુભભાવના સીધા સબધમા લાવવાની જે શક્તિ શ્રીનવકારની એકનિષ્ઠાપૂર્વકની આરાધનામાથી પ્રગટે છે તે શક્તિને 'પરમશક્તિ' તરીકે ઓળખવામા અને આરાધવામા આપણો જેટલો સમય વીતે છે તેટલા સમય દરમ્યાન આપણે ભાવથી ત્રિભુવનના બધા જીવોની ખૂબ જ નિકટમા જઈ વસીએ છીએ તેમ જ તેમના ભાવને સક્રિય બનાવવામા નિમિત્તભૂત બનીએ છીએ

卐

# 'નમસ્કાર' મહિમા

'નમો' સાથે જોડાએલુ મન, તેની સાથે જોડાએલા શ્રીપચપરમેષ્ઠિ ભગવંતો સાથે જીવનનુ જોડાણ કરી આપે છે તે જોડાણના પ્રભાવે માર્ગમા આગળ વધવાની આપણી શક્તિ ખૂબ જ વધી જાય છે પડવા-આખડવાનો તેમ જ લૂટાવાનો ભય લગભગ ટળી જાય છે

'હુ'ને બરાબર ચોટીને રહેલુ મન જ્યારે 'નમો' દ્વારા શ્રીનવકારમા દાખલ થાય છે ત્યારે તેનુ 'નમો'મા રૂપાતર થઈ જાય છે પછી તેને પોતાના સ્વાર્થને બદલે સર્વના હિતની ચિંતાને નમસ્કાર કરવાનો ભાવ રહે છે, પરહિતચિંતાના પરમપ્રકાશક શ્રીઅરિહંત પરમાત્માને નમસ્કાર કરવાની સ્વાભાવિક લાગણી સ્ફુર્યા કરે છે

શ્રીનવકાર સાથે હોય છે ત્યારે મનની સ્ફુરણાનો અનુભવ બહુ સારી રીતે થઈ શકે છે કારણ કે મનને શ્રીનવકારને પૂરેપૂરૂ લાયક બનાવતા-બનાવતા આપણને તેના ઘણા રગ જોવા-અનુભવવા મળે છે તેમ છતા તે પૂરેપૂરી 'નમો' છાપ ધારણ કરી શકે છે તે હકીકત છે

તે છાપ માટે જોઇતો તાપ, જાપની સતત ક્રિયાના પ્રભાવે અંદરથી પ્રગટે છે તે તાપમા આત્માનો વિશુદ્ધ અધ્યવસાય સબળ વેગથી કામ કરે છે અને ગમે તેવા હઠીલા ચા ચંચળ મનને પણ શ્રીનવકારવશવર્તી બનાવી શકે છે

સ્વાર્થ સાથેનું આપણું જોડાણ અયથાર્થ છે તે બદલાઈને નમસ્કાર સાથે જોડાય તો જ આપણા સંયોગો સુધરે, આંતરિકસ્થિતિ સુધરે, 'સ્વ' અને 'પર'ને ઓળખવાની દૃષ્ટિ ઉઘડે

'નમો' સિવાય એક ડગલું પણ આગળ વધવાનો વિચાર કરવો, તે હાથ-પગ હલાવ્યા સિવાય મહાસાગરને પાર કરવા કરતા પણ વધુ કઠીન છે

'નમો' એટલે નમસ્કારભાવ

નમસ્કારભાવ એટલે ભાવના ઘર સરખા આપણા હૃદયને દેવાધિદેવની મહાકરુણા સાથે જોડવું તે વિચારોના સાગર સરખા મનને દેવાધિદેવની સર્વજીવહિતકર ભાવનાના મહાસાગરમા સમાવી દેવું તે

'નમો' છે ભક્તિનુ મૂળ

એન્જિન વગરના ડબ્બામા બેસો કે નમસ્કારભાવ સિવાયની આરાધનામાં બેસો તે બેઉમાં ઝાઝો ફેર ન પડે

એન્જિનવાળા ડબ્બામા બેસીએ એટલે આપણો ભાર આપણે ઉપાડવાનો ન રહે, તેમ નમસ્કારભાવયુક્ત આરાધનામા 'અહમ્'નો સઘળો ભાર 'સર્વ'મા સમાઈ જાય છે.

એન્જિનથી અલગ પડેલા ડબ્બા સરખી શ્રીપચપરમેષ્ઠિ ભગવતોની સર્વજીવહિતકર ભાવનાથી અલગ પડેલા આત્માની સ્થિતિ થાય છે તેને માર્ગ ઉપર આગળ વધવા માટે ઘણા લાબા કાળ સુધી 'શ્રીનવકાર'રૂપી આગગાડીની રાહ જોવી જ પડે છે તે સિવાય તેનો માર્ગ કપાતો નથી પણ વધતો જાય છે કારણ કે મનથી ચાલવાની જે જે ચેષ્ટાઓ તે કરે છે તે તેને ધર્મના સરિયામ માર્ગથી દૂરને દૂર લઈ જાય છે તે સમજે કે હુ બરાબર આગળ જઈ રહ્યો છુ, જ્યારે જ્ઞાની ભગવતો ફરમાવે છે કે 'એવો જીવ અનત સસાર વધારતો હોય છે'

નમસ્કાર કરવાના પુરા ભાવ સિવાયનુ જે જોડાણ શ્રીપચપરમેષ્ઠિ ભગવતો સાથે થાય છે તે જોડાણ ડબ્બાને એન્જિન સાથે જોડવા માટે ઉપયોગમા લેવાએલી દોરડી સરખુ હોય છે, એક આચકો લાગે એટલે દોરડી તૂટી જાય અને એન્જિન અને ડબ્બા વચ્ચેનો સબધ છૂટી જાય પાકા જોડાણ સિવાય, દુર્ભાવ અને બહિર્ભાવના આચકા સમયે મન, શ્રીનવકારની સાથે ભાગ્યે જ રહી શકે છે આપણને એમ લાગે કે હુ શ્રીનવકાર બરાબર ગણી રહ્યો છુ, પરતુ તે સમયે આપણા વિચારપ્રદેશના ઘણા ભાગ ઉપર બળ, બીજા બળોનુ જ ચાલતું હોય છે કે જે બળો આપણા આત્માના બળને સક્રિય બનવામા ખૂબ જ મોટો અવરોધ પેદા કરે છે

એન્જિન સાથે જોડાએલા ડબ્બા પ્રત્યે જે ભાવ

મુસાફરોને હોય છે તેવો ભાવ, ભાવથી શ્રીનવકાર સાથે જોડાએલા સત્ત્વશાળી આત્માઓ પ્રત્યે ત્રિભુવનના વિવેકી આત્માઓને હોય છે

આપણા મનનું જોડાણુ શ્રીઅરિહંત પરમાત્મા સાથે થાય તેમા અને બીજે થાય તેમા ફેર શો પડે તે સબધી ઊડુ ચિંતન ખૂબ આવશ્યક છે

અનુભવના આછા અજવાળામા એવુ પણ સમજાય છે કે માનવીના મનને શ્રીનવકાર સિવાય, બીજુ કોઈ સાધન ભાગ્યે જ પૂરેપૂરા અકુશ નીચે લાવી શકે

શ્રીનવકાર સાથે જોડાએલુ મન પોતાના વિચારને બદલે આત્માના અધ્યવસાયની પવિત્ર અને વ્યાપક અસરનુ માધ્યમ બને છે પછી તે મનમાથી જે વિચારો છૂટે છે તેમા મૈત્રીભાવનો ઉદ્ગમ હોય છે પરહિતચિંતાની સુવાસ હોય છે, સર્વના અસુખ ટાળવાની ભાવના હોય છે

શ્રીનવકાર એ મનને બેસવાનુ ઊંચામા ઊંચુ અને પવિત્રમા પવિત્ર શિખર છે ત્યા બેસ્યા પછી જે ભાવ તે મનમા પ્રગટે છે એવો ભાવ બીજા ગમે તેવા સ્થળમા પણ નથી પ્રગટતો

મનને શ્રીનવકારમા બરાબર ગોઠવી જાણનારા આત્મા ઓને જીવનમાં ક્યારેય ભાવની ખેચ અનુભવવી પડતી નથી

જ્યા શુભભાવ હસતો હોય, ત્યા સદા મગલ હોય

શુભભાવથી મન ફોરૂ ફૂલ જેવુ રહે છે, તેમ જ તેની પવિત્રતા પણ વધે છે

પરતુ 'નમો'ના જોડાણ સિવાય તે બની શકતું નથી

'નમો' સાથે ન જોડાઈએ ત્યા સુધી સસાર સાથેનુ આપણુ જોડાણ કાયમ રહે, તેમ જ સસાર વધારનારી પ્રવૃત્તિઓ અને શક્તિઓ તરફ આકર્ષણ રહ્યા કરે

નમસ્કારભાવ સિવાય, સ્વાર્થમા ડૂબેલા મનનુ મો કોઇ પણ સયોગોમા શ્રીઅરિહત પરમાત્માની ભક્તિ તરફ વળી શકતું નથી

વિષય-કષાય સબધી જે સતત નૃત્ય મનમા ચાલતુ હોય છે તેની અસર બધા પ્રાણોમા ફેલાય છે અને જીવનનો પ્રવાહ, શ્રીજિનેશ્વર ભગવાનની કલ્યાણકર આજ્ઞાને બદલે અજ્ઞાનના ઘોર તિમિર તરફ વેગપૂર્વક વહેતો થાય છે

'નમો અરિહતાણ' પદ આપણને શ્રીઅરિહત પરમાત્માની પરમતારકનિશ્રામા લઇ જાય છે મનથી આપણે જે વિચારમા રમતા હોઇએ છીએ તે વિચારના કબજામાથી મુક્ત કરીને આપણને મહાકરુણાના મહાસાગરનો અપૂર્વ યોગ કરાવી આપે છે શ્રીઅરિહત પરમાત્માના ભાવનો વિચાર પણ આપણા તુચ્છ વિચારોને વિશ્વવ્યાપકતા બક્ષે છે તો ભાવથી તેઓશ્રીની પરમતારક નિશ્રાનો યોગ આપણા અધ્યવસાયમા જે નિર્મળતા અને સ્ફુર્તિ પ્રેરે તેને શી ઉપમા આપવી તે એક સવાલ છે

શ્રીઅરિહંત પરમાત્માના નિર્મળ આત્માના એક એક પ્રદેશમા જે સ્વાભાવિક તારકતા તરતી હોય છે તેની અતિ ગૂઢ પ્રકારની અમર ભાવપૂર્વકના નમસ્કારના પ્રભાવે આપણા આત્માના પ્રદેશો ઉપર ફેલાય છે અને જાણે સગાને સગો મળ્યા જેવી અનુપમ મંગલમય હવા તે સમયે આપણા અધ્યવસાયમા પ્રગટે છે તે પછી આપણને એમ જ થયા કરે છે કે, 'શ્રીઅરિહંત પરમાત્મા ભાવથી મારી આટલા બધા નજીક રહેના હોવા છતા હું તેઓશ્રીને આજ સુધી ન ઓળખી શકયો તે મારા દુર્ભાગ્ય ગણાય'

શ્રીઅરિહંતાદિ પરમોપકારી ભગવંતો પ્રત્યે સાચો ભાવ ખીલવવામા ઉપરની મતવળનુ ચિંતન ખૂબ જ સહાયભૂત નીવડે છે

આપણા વિચારના મૂળ સુધી નમસ્કારભાવ પરિણત ન થાય ત્યા સુધી આપણો નમસ્કાર 'પૂરો' ન ગણાય

વિચાર ઉપર અહંતાની જે છાયા રહે છે તે પણ આત્માના અધ્યવસાય ઉપર માઠી અસર પહોચાડે છે

શ્રીઅરિહંત પરમાત્માના ત્રિભુવનક્ષેમંકર ભાવમા આપણા ભાવને બરાબર સમરસ બનાવી દેવાનો આપણો ભાવ, શ્રીનવકાર વાટે વ્યક્ત થવો જોઇએ

વ રેતા 'હું'ને 'ન-વમર' પરિણામી બનાવવાની સંપૂર્ણ ક્ષમતા નમસ્કાર મહામંત્રમાં છે

તેનો આધાર નમસ્કાર કરવાના આપણા ભાવ ઉપર રહે છે

નમસ્કાર એ કૃતજ્ઞભાવનું જીવત અને જાજ્વલ્યમાન પ્રતીક છે

'હે પચપરમેષ્ઠિ ભગવતો ! આપશ્રીના મારા ઉપરના નિ રીમ ઉપકારોને વાર વાર યાદ કરીને હું આપશ્રીના ચરણ કમળોમા મારા દ્રવ્યશરીર અને ભાવશરીરને સમર્પું છુ '

આવો છે અર્થ કૃતજ્ઞભાવનો

આ કૃતજ્ઞભાવ આપણને આપવડાઈના ઊધા માર્ગે જતા અટકાવે છે અને સમર્પણભાવના યથાર્થ માર્ગે આગળ વધવાની તાલીમ આપે છે

બીજુ, નમસ્કારભાવ એ આપણી અપૂર્ણતાની નિશાની છે આપણે આજ સુધી સાચા હૃદયનો નમસ્કાર નહિ કર્યો હોવાની જગત સમક્ષ સ્પષ્ટ જાહેરાત છે ભાવપૂર્વક શ્રીપચ પરમેષ્ઠિ ભગવતોને નમસ્કાર કરનારો મહાપુણ્યશાળી આત્મા, નમસ્કારક મટીને નમસ્કાર્ય બની જાય છે એ સ્થિતિ ન આવે ત્યા સુધી તેને નમસ્કાર કરવાનો રહે છે

એ નમસ્કારની પાછળ, આજ સુધીના આપણા અપૂરા નમસ્કારનો પૂરેપૂરો પશ્ચાતાપ રહેવો જોઇએ પરમતારક એવા ભગવતોને ભાવથી નહિ પૂજ્યા હોવાનુ દુ ખ રહેવું જોઇએ તેમ છતા નમસ્કાર કરવાને લાયક એવું મન મળ્યુ

હોવાનો સતોષ રહેવો જોઇએ એ મનને શ્રીનવકારમા ઓતપ્રોત કરવાની સઘળી આનુકૂળતા બક્ષનારા પરમતારક શાસન પ્રત્યે પરમપૂજ્યભાવ રહેવો જોઇએ એ શાસનની સાચી ઓળખાણ કરાવનારા પ પૂ આચાર્ય ભગવતાદિ પ્રત્યે અત કરણપૂર્વકનો ઊચો આદરભાવ રહેવો જોઇએ એ પ પૂ ભગવતાદિની નિશ્રામા સહાયરૂપ થનારા માતા-પિતા, વડીલ, સ્વજન આદિ પ્રત્યે યથાર્થ સદ્ભાવ રહેવો જોઈએ

ભાવની અપેક્ષાએ કર્તવ્ય કેટલુ નાનું હોય છે તે ઉપરની હકીકત સ્પષ્ટ કરે છે

નમસ્કારમા પણ ભાવ સિવાયની કેવળ દ્રવ્યનમસ્કારની ક્રિયાનું, સ્વર્ગથી ઊચુ ફળ હોતું નથી તે આપણે યાદ રાખવું જોઇએ

જ્યારે ભાવપૂર્વકની નમસ્કારની ક્રિયા, ભવમા રહેવું પડે ત્યા સુધી આપણને સાનુકૂળતાઓ વચ્ચે રાખે છે અને આપણા ભાવને ઉત્તરોત્તર અધિક સ્વભાવમયતા બક્ષે છે

એ બધો પ્રભાવ છે શ્રીઅરિહત પરમાત્માની સ્વાભાવિક ભાવદયાનો

એકવાર તેની સાથે ભાવપૂર્વકનું જોડાણ થાય છે એટલે આપણો આત્મા આપણા પ્રાણો વાટે પોતાની રીતે કામ કરતો થઈ જાય છે અને આપણા બધા પ્રાણો તેની આજ્ઞાનું બરાબર પાલન કરે છે

આત્માને પરમાત્માના ભાવની સતત યાદ અપાવવાની યથાર્થ ક્ષમતા 'નમો'માં છે 'નમો' વાટે 'અરિહંતાણં' શબ્દમાં ભાવથી દાખલ થવાય છે એટલે આપણા પ્રાણોમાં શ્રીઅરિહંત ભગવંતોના ભાવની સ્પષ્ટ અસર અનુભવાય છે આપણા અધ્યવસાયમાં એવી તાકાત પ્રગટે છે કે કોઈ દિશાએથી 'સ્વ' આપણને જકડી શકતો નથી નવી ઉઘડેલી પાંખોવાળા પંખીને વ્યોમ વિહારનો જે ભાવ થાય એવો ભાવ આપણા જીવનમાં સ્વાભાવિક બનતો જાય છે આપણા આત્માના ભાવની ઓળખ નથી થઇ ત્યાં સુધી શ્રીનવકાર આપણને પૂરો ન ઓળખાય તે બરાબર છે પણ તે ઓળખકાર્ય સંપૂર્ણ ન થાય ત્યાં સુધી, નમસ્કારભાવ સિવાય શ્વાસોચ્છ્વાસ લેવામાં પણ 'પ્રમાદ'નો મોટો ભય રહેલો દેખાય છે

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરવાની ક્રિયાથી વધુ ઊંચી બીજી કોઈ ક્રિયા નથી

નમસ્કારભાવના દાનથી વધુ ઊંચું બીજું કોઈ દાન નથી

નમસ્કારભાવમાં સમગ્રતાનું સમર્પણ થાય છે

નમસ્કાર કરવાથી આપણા આત્માના ભાવ તરફનો આપણો તિરસ્કારભાવ દૂર થાય છે

આત્મભાવ તરફનો તિરસ્કારભાવ દૂર થાય છે એટલે આત્મસમભાવ પ્રગટે છે આત્મસમભાવમાંથી પરમાત્માના ભાવને પ્રણામ કરવાની આન્તરિક યોગ્યતા પ્રગટે છે

આપણને આપણી જાત ગમે છે એટલે તેને નમસ્કાર કરવાનું આપણે ભૂલી શકતા નથી આપણા ઘણાખરા શ્વાસોચ્છ્વાસ આપણી જાતને નમસ્કાર કરવા પાછળ જ ખર્ચાય છે

નમસ્કારનો આપણો તે ભાવ જ્યારે આપણા દિલને સહજપણે ભાવ આપી રહેલા શ્રીઅરિહંત પરમાત્મા તરફ વળે છે ત્યારે આપણા આત્મામા જે બળ પ્રગટે છે તે બળમા જગતના બધા જીવોના મંગળની સુરક્ષાની ઊંચી પાત્રતા હોય છે

ઊંચી પાત્રતા એટલે, પાત્ર માત્રને ઓછામા ઓછા પ્રયત્ને પાત્ર બનાવવાની પાત્રતા

નાની દેખાતી નમસ્કારની ક્રિયામા અચિંત્ય શક્તિ રહેલી છે

વિજળીનુ બટન દબાવવાની ક્રિયા એક યા અર્ધી સેકંડમા પૂરી થઇ જાય છે પણ તેના સમયની માત્ર ક્રિયા વિજળીના પ્રભાવ પ્રત્યેના આપણા ભાવને કારણે આખા ઘરમા અજવાળુ પાથરી દે છે

તે મુજબ શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના આપણા પ્રત્યેના ભાવ પ્રત્યે જો આપણા હૈયામા યથાર્થ નમસ્કારભાવ જાગે તો 'નમો'રૂપી બટન દબાવતાની સાથે આપણા પ્રાણોમા સર્વાત્મભાવની હવા સંચરે તે હવા અંદર રહેલા આત્મા માથી જ પ્રગટે છે

'નમસ્કાર'નો મહિમા અપરંપાર છે

તેનામા લોઢાને સુવર્ણ નહિ, પરંતુ પારસ બનાવવાની ક્ષમતા છે તે ક્ષમતાની પાછળ શ્રીઅરિહંત પરમાત્માની અચિંત્ય મહાકરુણા કામ કરતી હોય છે

મોટાને કરેલો નમસ્કાર કોઇ કાળમાં નિષ્ફળ જતો નથી

તો પછી ત્રિભુવનદિવાકર શ્રીઅરિહંત પરમાત્માને નમનારો આત્મા, તે નમસ્કાર દ્વારા જે પદને લાયક બને છે તે પદ એવું તો હોય જ છે કે જે અનેક આત્માઓને શ્રીઅરિહંત પરમાત્માની અને મહામંત્ર શ્રીનવકારની નિ:સીમ કરુણાની અચિંત્ય તારકશક્તિનું સાચુ ભાન કરાવીને નમસ્કારભાવપરાયણ બનાવે છે

'આ જે નમસ્કાર થઇ રહ્યો છે તે મારા આત્માના ભાવને ત્રિભુવનના સર્વ જીવોના શુભમા સક્રિય બનાવો' એવો પવિત્ર ભાવ નમસ્કાર કરતી વખતે આપણા અંત કરણમા પ્રગટે, તો તેનાથી નમસ્કારની ક્રિયામા જે સત્ત્વ પ્રગટે છે તે આપણને શ્રીજિનેશ્વર ભગવાનના ભાવની ભૂરિ-ભૂરિ પ્રભાવનાની અણમોલ તક બક્ષે છે

આપણો નમસ્કાર, કોઇ પણ જીવના તિરસ્કારમા ન પરિણમે તેમ જ જીવ માત્રના કલ્યાણના ભાવમા પરિણમે એટલે આપણે સ્વાભાવિકપણે સમજી શકીએ કે, 'આ પ્રભાવ યથાર્થ નમસ્કારનો છે'

સામાન્ય પ્રકારનો નમસ્કાર આપણને મોટે ભાગે

આપણા માની લીધેલા સગાસ્વજનોના સ્વીકારથી ભાગ્યે જ આગળ વધવા દે

શ્રીઅરિહંત પરમાત્માના નમસ્કારમા જ એવું અચિંત્ય સામર્થ્ય રહેલુ છે કે જે આપણા આત્મામા શ્રીઅરિહંત પરમાત્માની ભાવદયાને પાત્ર જગતના સઘળા જીવોના કલ્યાણની ઉચ્ચતમ ભાવનાને પ્રગટ કરે છે

પ્રગટ કરે છે એટલુ જ નહિ, પરંતુ આપણી સમગ્રતા તેના વડે રંગાઈ જાય છે અને તે સિવાયની ક્રિયામા આપણે હૃદયપૂર્વક ભાગ્યે જ ભળી શકીએ છીએ

જેમા પાછુ વળીને જોવું પડે, એ પણ અધૂરો નમસ્કાર ગણાય

નમસ્કાર પછી આપણા ભાવમા, ભગવાનની ભાવનાની અસર વર્તાય એટલે સમજવું કે નમસ્કારની આપણી વિધિ યથાર્થ છે, આપણી નિષ્ઠા ઊંચી છે આપણી લગની સાત્ત્વિક છે

નમસ્કારની ક્રિયા સર્વોત્તમભાવને સક્રિય બનાવીને આત્માને નમસ્કાર્યોની શાશ્વત ભૂમિકાને પાત્ર બનાવે છે

નમસ્કાર કરવાનો ભાવ, વિષય-કષાયમા રોકાએલા પ્રાણોને તરત જ શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની ભક્તિ તરફ વાળે છે ત્યા વળેલા પ્રાણો ઉપર જે અસર ફેલાય છે તે સમભાવપ્રેરક હોય છે 'સ્વ' નમસ્કારને ટાળનારી હોય છે સર્વને નમસ્કાર્ય એવા ભગવંતો તરફ આપણા હૃદયને વાળનારી હોય છે

'નમસ્કાર'નો મહિમા મહીમાં ન સમાઈ શકે તેટલો અગાધ છે

કારણ કે નમસ્કાર્ય એવા શ્રીઅરિહંતપરમાત્માના ઉપકારો પણ લોકમાં સમાઈ શકતા નથી.

એવા દેવાધિદેવને નમનારા તેમ જ નિત્ય નમવાની ભાવના ભાવનારા સઘળા આત્માઓને અંતઃકરણપૂર્વક વંદના !

卐

પોતા પ્રત્યેની મમતાને કારણે મનમાં જે ઘૂમરી ચાલતી હોય છે તેમાં સર્વ પ્રત્યેના ભાવના પ્રભાવે જે તાલબદ્ધતા જન્મે છે તેની આપણી અંદરના તેમ જ આસપાસના અને પરંપરાએ લોકના વાતાવરણમાં સારી અસર ફેલાય છે

તે અસરમાંના 'સુ' તત્ત્વમાં જેટલા પ્રમાણમાં શ્રીનમસ્કાર મહામંત્ર પ્રત્યેનો આપણો ભાવ ભળે છે તેટલા પ્રમાણમાં તેની કલ્યાણભાવપ્રેરકતા વધી જાય છે.

સર્વકલ્યાણભાવમાં અવરોધક મમતાને નમસ્કાર કરવાથી શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાની વિરાધના થાય છે. અને શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના સર્વજીવહિતકર ભાવને હરખાતા હૈયે નમસ્કાર કરવાથી 'સ્વ' અને 'પર' ઉભયના મંગલને સર્વથા માફકસરનું અનુપમ વાતાવરણ સર્જવામાં નિમિત્તભૂત બની શકાય છે.

# ભાવે ભાવના ભાવીએ !

જ્યા જાઓ ત્યા ઊંચા ભાવપૂર્વક જાઓ

જ્યા બેસો ત્યા ઊંચા ભાવ સાથે બેસો

બોલવાના અવસરે ઊંચા ભાવપૂર્વક બોલો

નાનુ કે મોટુ કાર્ય ઊંચા ભાવપૂર્વક કરો

જમતી વખતે ભાવ ઊંચો રાખો

પાણી પીતા ભાવ ઊંચો રાખો

આંખોને કહો કે જે કાંઈ જુએ તે ઊંચા ભાવ પૂર્વક જુએ

કાનને કહો કે જે કાંઈ સાંભળે તે ઊંચા ભાવપૂર્વક સાંભળે

શ્વાસોચ્છવાસની લે-મૂક ઊંચા ભાવપૂર્વક કરો

ત્વચાને ઊંચા ભાવપૂર્વક સ્પર્શનો પાઠ ભણાવો

ઊંચો ભાવ એટલે ઉચ્ચ પરિણામ

પરિણામ એટલે મનનું સમગ્ર સ્વરૂપ



મનની સમગ્રતાનુ ઘડતર વિચાર અનુસાર થાય છે

વિચારનો ઘાટ ભાવ અનુસાર ઘડાય છે

ભાવમા પ્રેરક, આત્માનુ ભવ્યત્વ હોય છે

ભવ્યત્વનો સુવિકાસ ઊચામા ઊચા પદને પામેલા શ્રીઅરિહત પરમાત્માની ઊચા ભાવપૂર્વકની ભક્તિ દ્વારા થતો હોય છે

શાસ્ત્રકાર ભગવતો ફરમાવે છે કે પરિણામે બન્ધ

એટલે કે પરિણામ તેવો બન્ધ

જેવો જીવનો પરિણામ હોય છે તેવો બન્ધ પડે છે

બન્ધ પડવો એટલે પરિણામની તથાપ્રકારની અસરનો આત્મપ્રદેશોને થતો સ્પર્શ

જેમ પરિણામ ઊચા તેમ કર્મબન્ધ ઊચો, તેમ જ હળવો ઇસારામા ખૂલી જાય તેવો જેમ પરિણામ નીચા તેમ કર્મબન્ધ ખૂબ જ ગાઢ અને ઊડો–રેશમની ગાઠ અને પત્થરમાની ઊડી લકીર જેવો

પરિણામનો જન્મ સમગ્રતામાથી થાય છે

સમગ્રતાનો જન્મ ભાવમાથી થાય છે

ભાવમા પ્રેરક આત્માનુ ભવ્યત્વ હોય છે

ભવ્યત્વનો વિકાસ, આત્માના પરમ સ્વરૂપને પામેલા

શ્રીઅરિહંત પરમાત્માની વિવિધ પ્રકારની ભક્તિ વડે થાય છે

પરિણામ એટલે ભાવની સાકારતા

ભવ્યત્વ તે ભાવનું બીજ

શ્રીઅરિહંત પરમાત્માની ભક્તિ, તે ભવ્યત્વરૂપી બીજને મુક્તિરૂપી ફળની પરમ સત્ત્વવંત પ્રેરણાનું પાન કરાવનારી શક્તિ

ભાવ ઊંચો હોય તો જ પરિણામ ઊંચા રહે

ભાવની ઉચ્ચતા ઉચ્ચતમ આલંબન સિવાય ટકી ન શકે

તે ઉચ્ચતમ આલંબન મહામંત્ર શ્રીનવકારરૂપે સંસારમાં અનાદિ કાળથી વિદ્યમાન છે

ભાવને સૂક્ષ્મતા, સૂક્ષ્મતરતા અર્પવાની તેનામાં પૂરેપૂરી ક્ષમતા છે

ભાવ સૂક્ષ્મ થાય એટલે બુદ્ધિ નૈતિક જીવનનો પક્ષપાત કરે, મનના પરિણામ નૈતિક જીવનની અભિલાષાવાળા બને

ભાવમાં સૂક્ષ્મતરતા ખીલે, એટલે જીવનમાં આધ્યાત્મિકતાનો ઉત્તમ ફેલાય જીવનનો દોર દાન, શીલ અને તપના હાથમાં જવા માંડે

ભાવની સૂક્ષ્મતમતામાંથી સામાયિક જન્મે જીવનમાં સર્વત્ર આત્માનો સ્વભાવ પ્રગટે મોહદશાનો સઘળો અંધ કાર લુપ્ત થઈ જાય

ઉચ્ચતમ આલંબન સિવાય, ઉચ્ચતમ અને પવિત્રતમ જીવનનો પહેલો પાઠ પણ ન ભણી શકાય

આલંબન સિવાય જ જો ઉત્થાન થઇ શકતું હોત તો આત્માને શરીર ન હોત માળને સીડી અને લીફ્ટ ન હોત ગુરુ-શિષ્ય અને સૈનિક-સેનાપતિના ભેદ ન હોત

પાંખો વડે પંખી જેમ ઊંચુ જાય છે, તેમ શ્રીનવ કારનું આલંબન આત્મદશાના પરિણામને જન્માવનારા ભાવને પવિત્ર, વ્યાપક, સૂક્ષ્મ અને સ્થિર બનાવે છે

ઊંચા પરિણામ સુધી પહોંચવા માટે કેવા કેવા પ્રયત્ન કરવા પડે છે ? તેનું વિવેચન કરવાની જરૂર નથી કારણ કે આપણે સહુ તે સારી રીતે જાણીએ છીએ

આ સંસારમાં આજ સુધી એવો કોઈ આત્મા થયો નથી કે જેણે ઊંચા પ્રયત્નો સિવાય ઊંચા પરિણામ પ્રાપ્ત કર્યા હોય

અહીં જે પરિણામની વાત કરવામાં આવે છે તે આત્માના પરમ નિર્મળ સ્વરૂપને પ્રગટાવનારા શુભ અધ્ય વસાયને લગતી છે ભૌતિક પરિણામના પિષ્ટપેષણનો કોઈ અર્થ જ નથી કારણ કે તેનાથી પરિણામની શુદ્ધિ નહિ

પરતુ અશુદ્ધિ જ વધતી હોય છે પરિણામની શુદ્ધિમા સહાયક થવાને બદલે અતરાયભૂત થનારા મહામોહજન્ય વિચારોમા ભવને વધારનારો કાચો માલ (Raw material) જ હોય છે

ભાવ ઊચો રાખવો એટલે આત્મભાવસભર રહેવું

જેના દશેય પ્રાણ આત્માના કાબુમા હોય, ઊચો ભાવ તેને સહજ બની જાય તેના પરિણામ કદી નીચા ન હોય તેની વાતમા વિશ્વના જીવોના હિતના રસાયણ ઘૂટાતા હોય, તેના હૈયામા મોક્ષ જ હોય સસારને તે કર્મોના હિસાબ ચૂકતે કરવામા સહાયક થતી સસ્થા સમજે

આજે આપણા ભાવમા દૂધ ઓછુ છે અને પાણી વિશેષ છે અમૃત ઓછુ છે અને ઝેર વિશેષ છે અને તેથી આપણા જીવનમા નિર્દયતા અને સ્વાર્થમયતા ઘર કરતી જાય છે આપણે આત્માના મટી સંસારના બનતા જઈએ છીએ મુક્તિના મહેલને માત્ર કલ્પના સમજી, સસારની ભયાનક જેલને, મહેલ સમજીને તેમા સુખે વસવાની મિથ્યા પ્રયત્નો આદરીએ છીએ

ઊચા ભાવ સિવાય આપણો ઉદ્ધાર નથી

ઊચો એટલે કદમા ઊચો એમ નહિ, પણ અધિક આત્મપ્રભાવતો, મહાસત્ત્વવતો, મહામૈત્રીભાવવતો, ઉપયોગવતો

આજે આપણે જ્યાં જઈએ છીએ ત્યાં ઊંચા ભાવની હવા ફેલાવવાને બદલે આપણી જ નિર્માલ્યતા યા પ્રતાપ હીનતાને કારણે ત્યાની નબળી હવાનો ભોગ બનીને મોટે ભાગે ઘેર પાછા ફરીએ છીએ

બોલવા બેસીએ છીએ ત્યારે પણ, વાણીનો વેગ નથી આપણા કાબુમાં રહેતો, નથી આપણા પવિત્ર ભાવને પ્રણામ કરીને આગળ વધતો

નાનું કે મોટુ કાર્ય કરતી વખતે જાણે તે કાર્ય આપણા જીવન કરતા પણ મોટુ ન હોય એવી લાઘવતા આપણે પ્રગટ કરીએ છીએ મતલબ કે ભાવનાવિહોણા જીવન ઉપર ભવસહાયક સામગ્રીઓનો કાબુ રહેતો હોય છે

ઊંચા ભાવને સંકલ્પનો સગો ભાઈ પણ કહી શકાય

એકનું સ્વરૂપ વન-તારા જેવું હોય છે બીજાનુ પ્રવાહી, આકાશ જેવુ હોય છે

શાસ્ત્રકાર ભગવંતોએ ભાવને સમ્યક્‌ક્રિયાનો પ્રાણ કહીને, તેની અપરિમિત શક્તિનો સ્પષ્ટ નિર્દેશ કરી દીધો છે

પાંચ કોડીના પુષ્પો વડે શ્રીઅરિહંત પરમાત્માની ભાવપૂર્વક પૂજા કરવાથી પરમાર્હંત મહારાજા શ્રીકુમારપાળ અઢારદેશનું રાજ્ય પામ્યા

પંચમહાવ્રતધારી મુનિ ભગવંતને ભાવપૂર્વક ખીરનુ

ભોજન વહોરાવવાના ફળરૂપે શ્રીશાલીભદ્રજી અફાટ ઐશ્વર્યના સ્વામી બન્યા

ભાવપૂર્વકના દાન–શીલ, તપ અને ભાવરૂપ ધર્મની આરાધનાના ફળ તરીકે જો ઐશ્વર્ય જ મળતું હોય તો, તે તો લાભને બદલે નુકશાનનો સોદો ગણાય લોઢાના ટૂકડા બદલે કોહીનૂર વેચવા સરખું ગણાય

ના, તેવું કશું નથી

ઊંચા ભાવપૂર્વક આરાધેલો ધર્મ, આત્માને ઉત્તરોત્તર ઊંચે લઈ જનાર નિમિત્તોનો સંયોગ કરાવી જ આપે છે

ભાવપૂર્વકની પુષ્પપૂજાના પરિણામે શ્રીકુમારપાળ મહારાજા અઢાર દેશના ધણી બન્યા એટલું જ નહીં, પરંતુ બારવ્રતધારી સુશ્રાવક પણ બની શક્યા ભાવપૂર્વકના દાનના ફળ પેઠે શ્રીશાલીભદ્રજી સંસારમાં રહેવું પડયું ત્યાં સુધી રહ્યા, પરંતુ નિમિત્ત મળતાં જ શ્રમણ ભગવાન શ્રીમહાવીરસ્વામીજીના શરણે ચાલ્યા ગયા મતલબ કે તેમણે નિર્ગ્રન્થપણું અંગીકાર કરી લીધું

ઊંચો ભાવ દ્રવ્ય આણી લાવે તે બને, પરંતુ તે દ્રવ્યનો ઉપયોગ આત્માને વધુ ઊંચે લઈ જવાના હેતુપૂર્વક જ થાય છે અને તે રીતે તે દ્રવ્ય, ભાવધર્મની વિશેષ વિશુદ્ધિમાં જ સહાયભૂત થતું હોય છે

ભાવની મહેક જ એવી અનુપમ હોય છે કે તેની અસર પ્રાણી

અને પદાર્થ ઉભય ઉપર પડે છે અને તે અસરનો પ્રભાવ તેમનામા રહેલી પાત્રતાને ખીલવવામા સહાયભૂત થાય છે

ઊંચા ભાવ સિવાય જીવન કદી ઊંચુ ન જાય, વિચારમા કદી પણ પ્રાણની પ્રભાવકતા ન છલકાય પરિણામમા કદી ભવ્યત્વ ન ઝળહળે

અતિ ભૂડુ છે દારિદ્ર ભાવનુ

દેખાતા સપત્તિવાનને તે કદી ઉજળા મોએ ફરવા ન દે

મનાતા બુદ્ધિશાળીને તે કદી યથાર્થતાનો પ્રથમ પાઠ ભણવા ન દે

ભાવદારિદ્ર સૂચક છે ભવપરપરાનુ

ઊંચા ભાવ સિવાયનું દાન, તે આપ-લેની જડ ક્રિયા બની જાય

ઊંચા ભાવ વિનાનુ શીલ, ખૂબ જ ઓછુ ફળે

ઊંચા ભાવ સિવાયના તપનો તાપ, આત્મસુવર્ણને શુદ્ધ બનાવવામા ખૂબ જ ઓછો પડે

ઊંચા ભાવ સિવાયની ભાવનામા ઔપચારિકતાથી વિશેષ ભાગ્યે જ હોય

ભાવવૃદ્ધિ છે જીવનની સાચી સમૃદ્ધિ

ભાવસમૃદ્ધ આત્માને ન લક્ષ્મીનો મોહ હોય ન સત્તાની ભૂખ

સકળ સસારની ભૌતિક સમૃદ્ધિ, એક આત્માની ભાવસમૃદ્ધિ બરાબર પણ ન થાય

ભાવમા આત્મભાવ મહેકતો હોય છે જ્યારે દ્રવ્યને મમતાની મેશ બાઝેલી હોય છે આત્મભાવને ખીલવવાના શુદ્ધ હેતુ સિવાયનો દ્રવ્યનો સઘળો ઉપયોગ ભવવૃદ્ધિમા જ પરિણમતો હોય છે દ્રવ્યના ઉપયોગ સમયે જો આપણુ ધ્યાન આત્મા તરફ ન રહે તો દ્રવ્ય આપણને ખૂબ નીચે ઘસડી જાય આપણી ભાવરૂપી મુડી દિનપ્રતિદિન વધતી રહે અને ભવની સાકળના અંકોડા ઢીલા પડતા જાય તે માટે આપણે સહુએ મહામત્ર શ્રીનવકારનું આલબન સ્વીકારવુ જોઈએ

શ્રીનવકારના આલબન સિવાય, આપણી સમગ્રતા ઉર્ધ્વગામી નહિ બની શકે આપણુ મનોમાલિન્ય ઓછુ નહિ થાય તત્ત્વની ઊંચામા ઊચી વાત આપણે નહિ પચાવી શકીએ આપણે નાના ને નાના જ રહીશુ અરે, આજે છીએ તેના કરતા વધુ નાના-ભાવથી બની જઈશુ

વિચાર કરો ! આજે આપણે જે કાઈ ધર્માનુષ્ઠાનો કરીએ છીએ તેને ઊચો ભાવ આપીએ છીએ ? ઊચો ભાવ ભલે દૂર રહ્યો, પરતુ તે અનુષ્ઠાનની આઠ આની કિંમત ચૂકવાય એટલો પણ ભાવ આપીએ છીએ ?

સ્વપરહિતકર અનુષ્ઠાનોમા આદરવાળા આત્માઓને ધન્ય છે, પરતુ તે આદરમા સાચો ભાવ ભળે તો તે

મોરને જોતા જ સર્પ નાસે, તેમ ભાવના ઉદયે ભવનો સઘળો ભય નાસવા માડે છે

ભાવશૂન્ય બનતા જતા આજના વાતાવરણમા જીવન તો જ હાથમા રહેશે જો ભાવ સાથમા હશે ભાવના સાથ સિવાય જીવનમા કશો કાથ નહિ રહે આપણી સઘળી ક્રિયાઓમા યાત્રિકતા દાખલ થઈ જશે

ભાવ વગરના માનવ અને યાત્રિક પૂતળા વચ્ચે ફેર પણ કેટલો ?

એક પળને આધીન તો બીજુ કળને

ભાવ છે ભવ્યાત્માનુ ભોજન તેના સિવાય તેની જીવનવેલ ન પાગરે

તે વેલનો આધાર સ્થભ છે શ્રીનવકારમત્ર

ભાવમા ઉત્તરોત્તર ઉચ્ચતરતા પામવા માટે આરાધના શ્રીઅરિહત પરમાત્માની કરવી જોઇએ હૈયામા જ્યારે જાગે કોડ શ્રીઅરિહતની ભક્તિના ત્યારે સમજવું કે, ભવ્યત્વ ખીલી રહ્યુ છે ભાવનાની બળવત્તરતાનો તે પ્રતાપ છે

પરમ પુરુષ શ્રીઅરિહત પરમાત્માની ભક્તિ અને મહામત્ર શ્રીનવકારના જાપ સિવાય આપણુ દળદર નહિ ફીટે, ભાવ-દરિદ્રતા નહિ ટળે, મોક્ષના અનત સુખની કલ્પના પણ મનની પકડમા નહિ આવે

સઘળા શ્રેષ્ઠ ભાવોનુ શ્રેષ્ઠતમત્વ જેનામા સમાયેલુ છે, તે માધ્યસ્થભાવની સાધના માટે મળેલો માનવનો ઉત્તમ ભવ, જો આપણે દુર્ભાવની ખરીદીમા જ પૂરો કરી નાખીએ તો આપણે 'માનવ' નામને પાત્ર પણ રહીએ ખરા કે ?

'વહાવુ ભાવના આત્મભાવની સર્વત્ર, ન રાખુ ખૂણો ખાલી એ પણ અરિભાવ કાજે સાધના આત્મભાવની સન્માન પામે કુને કુને મનમા પરિણામ સદુના ઉત્તરોત્તર થતા રહે નિર્મળ-કષાયરહિત ન ચેન પડે 'ાહ માનવને ઘડી એક પણ આત્મભાવને ભૂલતાં, વિવેકી માત્રનુ મન મઝાએલુ રહે શ્રીઅરિહત પરમાત્માની ભક્તિમાં, આગો ગુજામના ઘુટાય મહાગીત શ્રીનવકારનુ'

આવી ભાવનાનો અધિકાર આપણને છે જ.

પરતુ ભવના અધિકર નીચે રહેવાનો શોક આપણો આપણને તે અધિકારથી ભ્રષ્ટ કરતો જાય છે

એટલુ જો ખરેખર સમજાઇ જાય આપણને કે— 'ભાવનો અભાવ છે સઘળા અભાવનુ મૂળ કારણ', તો આપણે જરૂર ભાવવિહોણા જીવનની ઘેલછામાથી છૂટી જઈએ

ભાવ વગરના મનના પરિણામ છાશની આછ જેવા જ હોય છે

આડવાટે ઉગી નીકળેલા થોર અને કથેર જેટલી પણ ઉચ્ચ ભાવ વગરના પરિણામની કિંમત ન આકી શકાય

સર્વકલ્યાણના પરમમગલ ભાવના મહાસાગર સરખો

શ્રીનવકાર આપણુ ભાવદારિદ્ર ચૂરી શકે તેમ છે પરમ તારક શ્રીઅરિહ ત પરમાત્માની ભક્તિ આપણને ઉત્તરોત્તર ઊચા ને ઊચા ભાવને લાયક બનાવી શકે તેમ છે જો આપણને સર્વનુ કલ્યાણ કરવાની તેમની શક્તિમા પૂરેપૂરી શ્રદ્ધા હોય તો, તે શ્રદ્ધાને જીવનમા પરિણામાવવાની આપણી પૂરેપૂરી તૈયારી હોય તો

ભાવમા અહિંમાના અમી હોય છે સત્યના તેજ હોય છે શીલની સુવાસ હોય છે ત્યાગની ઊર્મિ હોય છે આત્મગુણનુ ઊંડુ પણ હૃદયસ્પર્શી સગીત હોય છે, ચરા ચર વિશ્વને આત્મભાવના અજન આજવાની ક્ષમતા હોય છે

એવા ભાવનો શ્રીનવકાર મહાસાગર છે

એવા ભાવના સર્વોચ્ચ શિખરે શ્રીઅરિહ ત પર માત્મા બિરાજમાન છે

એવા શ્રીનવકારનો એકનિષ્ઠાપૂર્વકનો જાપ અને શ્રીઅરિહ ત પરમાત્માની ભાવભરી ભક્તિ સહુના મનો વાછિત પૂર્ણ કરો !

卐

# વિશ્વપ્રાણ શ્રીનવકાર

શ્રીનવકાર એ વિશ્વનો પ્રાણ છે

વિશ્વનો પ્રાણ એટલે વિશ્વમા રહેલા જીવોના પ્રાણ સમાન

વિશ્વમા રહેલા સઘળા જીવોનો શ્રીનવકાર સાથેનો સબધ તૂટી જાય તો તે જીવો જીવનનો ભાર ઉપાડવાની શક્તિ ખોઇ બેસે

શ્રીનવકારમા બિરાજમાન શ્રીપચપરમેષ્ઠિ ભગવતો જગતના બધા જીવોના કલ્યાણને જે ભાવ આપી રહ્યા છે તેના પ્રભાવે તેમના જીવન ટકી રહ્યા છે જીવન જીવવાની તેમની લાગણી ટકી રહી છે અનેકવિધ અતરાયો અને અપૂર્ણતા વચ્ચે જીવનને ટકાવી રાખવાની વૃત્તિ કાયમ રહે છે

શ્રીનવકાર એ વિશ્વનો ભાવપ્રાણ છે

ત્રણ જગતના બધા પાત્ર જીવો એ ભાવપ્રાણની અચિંત્ય શક્તિના પ્રભાવે પોતા પ્રત્યેના ભાવને 'સર્વ' સુધી વિસ્તારીને વિશ્વક્રમમા આગળ વધી શકે છે

પોતાના આત્માના ભાવને જગતના બધા જીવોન હિતમા યોજવા માટે, પોતાના મૂળસ્વભાવની ઓળખ જીવને શ્રીનવકાર કરાવે છે.

ભાવના મૂળરૂપ ભવ્યત્વને પકવવામા ખરો હિસ્સે શ્રીનવકારની આરાધનાનો હોય છે શ્રીઅરિહંત પરમાત્માની અંતઃકરણપૂર્વકની ભક્તિનો હોય છે શ્રીઅરિહં પરમાત્માના આપણા પ્રત્યેના ભાવને આપણે બુદ્ધિની શક્તિ વડે જાણી શકીએ તેમ નથી, તેના માટે હૃદય જોઇએ તે હૃદયમા તેઓશ્રીના આપણા ઉપરના ઉપકારની પરમપવિત્ર સુવાસ જોઇએ તે સુવાસમા તેઓશ્રીની ભાવ દયા જરૂર પરખાય

એમ માનવું કે, હુ મારા પ્રયત્નો વડે જ આગળ વધી રહ્યો છુ તે પરમદયાળુ શ્રીઅરિહંત પરમાત્માની નિઃસીમ કરુણાની અવહેલના છે, અવગણના છે

આપણે જીવીએ છીએ શ્રીનવકારની વિધિપૂર્વકની આરાધનાના પ્રભાવે, મરીએ છીએ આપણા એકાગ્ર પ્રયત્નોના કારણે

જીવવું એટલે માત્ર શ્વાસોચ્છવાસ લેવા એટલુ જ નહિ, પરંતુ તે શ્વાસોચ્છવાસ લેતી વખતે આપણા ભાવ પ્રાણોને ઉત્તરોત્તર અધિક નિર્મળ બનાવવા તે, વિશ્વના બધા જીવો સાથે ભાવસબંધ કેળવવાને લાયક બનાવવા તે

એ ત્યારે જ શક્ય બને છે જ્યારે આપણે શ્રીપંચ પરમેષ્ઠિ ભગવંતોને શરણે જઈએ છીએ

શ્રીપંચપરમેષ્ઠિભગવંતોની શરણાગતિ સ્વીકાર્યા સિવાય આપણે આપણા પ્રયત્નો વડે જે જીવન જીવીએ તે જીવન દ્વારા આપણે મૃત્યુને જીતી ન શકીએ, પરંતુ નવા-નવા મૃત્યુનો માર્ગ મોકળો કરતા જઈએ

પરમદયાળુ શ્રીઅરિહંત પરમાત્માની દયા સિવાય એક પાંદડું પણ કેવળ પોતાના પ્રયત્ન વડે હાલી શકતું નથી તે પાંદડું હાલી શકે છે તેની પાછળ ધર્મમહાસત્તા કામ કરતી હોય છે

ધર્મમહાસત્તા એટલે શ્રીતીર્થંકર ભગવંતોના સ્વાભાવિક સર્વોચ્ચ ભાવની વિશ્વવ્યાપી મહાસત્તા શ્રીતીર્થંકર પરમાત્મા, એ મહાસત્તાના શ્રેષ્ઠતમ પ્રતિનિધિ ગણાય છે તેઓશ્રીના ભાવમાં સમગ્ર વિશ્વમાં રહેલા બધા જીવોના સર્વોચ્ચ મંગળનું પ્રતિનિધિત્વ વિદ્યમાન હોય છે તે ભાવ વાટે ત્રિભુવનના જીવોના કલ્યાણનો ભાવ વ્યક્ત થતો હોય છે એ ભાવમાં જીવને પોતાના ભાવની ઓળખ કરાવવાની સ્વાભાવિક શક્તિ હોય છે એ ભાવની અચિંત્ય શક્તિના પ્રભાવે જીવ, પોતાના મૂળ સ્વરૂપનું ભાવાનુસંધાન કરી શકે છે, તેમ જ તે ભાવને વિશ્વના બધા જીવોના હિતની ચિંતામાં ઓતપ્રોત કરી શકે છે એ ભાવનું અમાપ બળ જીવને મહામોહની શિલાને ઉપાડીને એક બાજુએ ખસેડવાનું બળ આપે છે એ શિલાનો ભાર પણ

ભાવાત્મક જ હોય છે અને તેથી તેને ઉપાડવા માટે સ્થૂલ બળ કરતા અધિક સહાયભૂત ભાવપૂર્વકનુ જ્ઞાન અને તેની વિધિપૂર્વકની આરાધના થાય છે

ભાવપૂર્વકનુ જ્ઞાન એટલે શ્રીજિનેશ્વર ભગવાનના સર્વોચ્ચભાવ સાથે સબધ કરાવનારૂ જ્ઞાન

એવા જ્ઞાનની પરિણતિ થાય એટલે આપણે કદી એમ માનવા ન પ્રેરાઈએ કે, 'મારા પ્રયત્ન વડે જ હુ આગળ વધી રહ્યો છુ, શાતા અનુભવી રહ્યો છુ '

આ વિશ્વમા ભાવનો મહાસાગર ઘુઘવી રહ્યો છે

તે મહાસાગરનો મહાઘોષ શ્રીનવકારમા સાભળવા મળે છે તે મહાસાગરમાનુ અમૃત શ્રીનવકારના અક્ષરોમાથી ઝરે છે આત્માના એક એક પ્રદેશને જેટલી પરિચિતતા શ્રીનવકાર સાથે છે, શ્રીનવકારના અક્ષરો સાથે છે એટલી ભાગ્યે જ બીજા કશાની સાથે હશે

તેમ છતા શ્રીનવકારમા આપણું હૃદય બરાબર ભળી શકતું નથી, કારણ કે શ્રીનવકારને ઓળખવાની તેમ જ આરાધવાની આપણી રીત, શ્રીતીર્થંકર પરમાત્માની આજ્ઞાને બદલે મહામોહને વધુ માફકસરની હોય છે

શ્રીનવકારમા કોણ બિરાજમાન છે અને આપણે શ્રીનવકારને ભજતી વખતે કોને ભજીએ છીએ તેનો બરાબર વિવેક જળવાય તો શ્રીનવકાર આપણા દ્રવ્ય તેમ જ

ભાવપ્રાણોને જરૂર ખૂબ-ખૂબ પોષક નીવડે

પ્રાણો દ્વારા જે અમૃત પીવાનું છે તે અમૃતનો આપણે પ્રાણો સાથે પૂરો સબંધ જ ન થવા દઇએ અને શ્રીનવકારની અસરકારકતામા સંદેહનો આરોપ કરીએ તે જેવો તેવો અપરાધ ન ગણાય

વિષય-કષાયના ખાટા ઓડકારને શમાવનારા આત્મ સમભાવના અમૃત સરોવર સરખા શ્રીનવકારના એક, એક અક્ષરને આપણે જે મુજબનો ભાવ આપીએ છીએ તે મુજબ આપણા પ્રાણોની સકળલોકસચારક પ્રતિભા ઉઘડે છે મતલબ કે આપણો આત્મા આપણા પ્રત્યેક રોમ વાટે ત્રિભુવનમા આત્મભાવનો જયનાદ રેલાવે છે અને અનત જીવોના પ્રાણોમા પ્રભુજીને પૂજવા-વાદવાની પાત્રતાને પ્રગટાવવામા નિમિત્તભૂત બને છે

શ્રીનવકાર સિવાયના લોકના અસ્તિત્વની કલ્પના થઇ શકે તેમ નથી કારણ કે શ્રીનવકાર વડે જીવ એ રીતે સુરક્ષિત રહેલો છે કે તેનો આધાર ખસી જાય એટલે તેનું શું થાય તે કોઈ છદ્મસ્થ જીવ ન જ કહી શકે

સુગંધ વગરના અત્તરની કલ્પના ન થઇ શકે તેમ મહામત્ર શ્રીનવકારવિહોણા વિશ્વની કલ્પના ન થઈ શકે

સતત કપમય સકળ લોકમા શ્રીનવકારના દ્રવ્ય અને ભાવ જાપના તાલબદ્ધ આંદોલનો, અમગલકર આંદોલનોને સાનુકૂળ બનાવવામા તેમ જ સામાન્ય પ્રકારના

સાનુકૂળ આંદોલનોને અધિક ક્ષમતાવાળા બનાવવામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે

નથી કાળમા નથી લોકમા જેટલો ભાવ શ્રીનવકારને અપાય છે તેટલો બીજા કશાને અપાતો નથી નથી કાળમા, નથી લોકમા જેટલો જાપ શ્રીનવકારનો થાય છે એટલો બીજા કશાનો થતો નથી

અહીં જાપ અને ભાવ એટલે નિષ્ઠા અને વિધિ પૂર્વકનો જાપ તેમ જ સમજણનીતરતો ભાવ એવો અર્થ ઘટાવાયો છે.

સસારને જે ભાવ અપાય છે તે ભાવની પાછળ મોહનુ બળ હોવા છતા જે આંદોલનો તેમાંથી જન્મે છે તે આંદોલનોમા પવિત્રતા તેમ જ પ્રશસ્તતા અને એકનિષ્ઠતા જળવાતી નહિ હોવાને કારણે એના કરોડો આંદોલનોને અડસઠ અક્ષરના એક જ શ્રીનવકારના જાપમાથી જન્મતા ઊંચા પ્રકારના આંદોલનો પોતાના પ્રભાવ વડે લોકહિતકર ગુણવત્તાવાળા બનાવી દે છે

એટલે કે એક મિનિટ જેટલો શ્રીનવકારનો એક નિષ્ઠાપૂર્વકનો જાપ, ઓછામા ઓછા એક લાખના પ્રાણ તત્ત્વો ઉપર પોતાની અસર પાથરી શકે છે

શ્રીનવકારના જાપના તાલબદ્ધ આંદોલનોથી વિશ્વ માના પ્રાણપોષક તત્ત્વો સાથેનો આપણો સબધ નિકટનો બનતો જાય છે

આપણા ભાવના પ્રાણથી જરા પણ ઓછુ શ્રીનવ કારનુ મૂલ્ય આકવું તે શ્રીજિનેશ્વર ભગવાનની સર્વોચ્ચ

ભાવનાના હાર્દને પુજવા-વાદવાની આપણી અશક્તિની જાહેરાત નમાન છે

શ્રીનવકાર એટલે આપણા આત્માના ભાવનું પિયર

શ્રીનવકાર એટલે આપણા હૃદયકમળને ખીલવનારો ભાવ-પ્રભાકર

શ્રીનવકાર એટલે આપણા અંતઃકરણને અંતરરહિતતા બક્ષનારો મહામંત્ર

જીવ માત્રને એમ જ થયા કરે કે, આ અમારો સહુનો ખૂબ જ નજીકનો સગો અને ઉપકારક છે'

એટલે અંતરરહિતતા કેળવાતી હોવાનો અંદાજ નીકળે

દ્રવ્યભૂમિકા મારફત ભાવભૂમિકા સુધી પહોંચાય

દ્રવ્યનું ભાવને થનું ભાવપૂર્વકનું સમર્પણ આપણા ભાવ પ્રાણોને જરૂર નિર્મળ બનાવે.

તે નિર્મળતા વચ્ચે શ્રીનવકારનો એક એક અક્ષર, ચાંદનીરાતના તારા કરતા પણ વધુ તેજસ્વી અને શીતળ પ્રતીત થાય છે

આપણા પ્રત્યેના આપણા ભાવમા 'મમત્વ' ખીલવવામા જે ભાગ શ્રીનવકાર ભજવે છે તે દૃષ્ટિએ પણ તેને 'વિશ્વપ્રાણ'ની ઉપમા યથાર્થ સમજાય છે

આત્મસમત્વભાવ સિવાય જીવને એના મૂળછ૬...

સાથે સાચો સબંધ બંધાતો નથી તે સબંધના બંધ સિવાય, મુક્તિની એની યોગ્યતાના વિકાસમા ઘણો વિલંબ થાય છે

છદનો બધ એટલે આત્માનુ પોતાના ભાવમા રહેવુ તે

આત્માના પોતાના ભાવનો સર્વોચ્ચ સબધ કેળવવામા શ્રીનવકાર જે મદદ કરે છે તે અજોડ છે અદ્વિતીય છે

શ્રીનવકારને વિશ્વના ભાવપ્રાણથી જરા પણ ઉતરતો ભાવ અપાય છે તો ત્રિભુવનહિતકર શ્રીઅરિહંત પરમાત્માને પૂજવાની આતરિક યોગ્યતાના વિકાસમા અવરોધ પેદા થાય છે

ઊંચામા ઊંચી વસ્તુને ભાવ જો સામાન્ય અપાય, તો તે વસ્તુમાનુ તત્ત્વ આપણે ન ઝીલી શકીએ

જે વિશ્વના પ્રાણસ્વરૂપ છે એવા શ્રીનવકારની આરાધનાના પ્રભાવે આરાધકના અતકરણમા વિશ્વમા રહેલા જીવો પ્રત્યે સાચો ભાવ પ્રગટે છે અને પોતા પ્રત્યેની મમતા ઓસરતી જાય છે

પોતા પ્રત્યેની મમતાનો સર્વમા આરોપ કરવાની અપૂર્વ આત્મશક્તિ શ્રીનવકારની ભક્તિમાથી જન્મે છે

શ્રીનવકારનો પ્રત્યેક અક્ષર પોતાના આતરસ્પર્શના પ્રભાવે જે વાતાવરણ સર્જે છે તે વાતાવરણમા સહાય

શ્રીજિનેશ્વર ભગવાનની પરમમંગલમય ભાવનાનો જયજય કાર ગૂંજતો હોય છે

બહાર બગાબર છતો ન થાય, પરંતુ અંદર રહીને જ હાડ ગાળે એવા ઝીણા તાવ સરખો ઝીણો 'અહમ્' ઘણી વાર ન સમજાય તેવી રીતે આરાધકના ભાવપ્રાણોની ભીતરમાં પોતાની મજબૂત પકડ જમાવીને સત્તા ભોગવતો હોય છે, તેને મૂળમાંથી દૂર કરવાની જે શક્તિ શ્રીનવકારમાં વિદ્યમાન છે તેનું દર્શન તેને વિશ્વના પ્રાણેશ્વરના પદને સર્વથા પાત્ર ઠેરવે છે

વિશ્વના પ્રાણરૂપે રહેલો હોવાને કારણે જ શ્રીનવકાર, એના સાચા આરાધકને વિશ્વહિતચિંતક બનાવી શકે છે વિશ્વના બધા જીવોના સર્વોચ્ચ હિતને ભાવ આપનારા શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની ભાવનાના હાર્દને વાચવા–વિચાર તેમ જ જીવવાની યથાર્થ ક્ષમતા પ્રદાન કરે છે

શ્રીનવકાર એ સામાન્ય મંત્ર નથી, પરંતુ ભાવમાં અમૃત સીંચનારો શાશ્વતમંત્ર છે ભાવમાના ઝેરને નીચોવીને નાબૂદ કરી નાખવાની જે શક્તિ તેનામાં છે તે બેનમુન છે

'નમો અરિહંતાણં' પદના જાપ સાથે જે ભાવનિકટવર્તીત્વ વર્તાય છે તે તેની સર્વોચ્ચ પ્રકારની સંકલનામાંથી પ્રગટતા આંદોલનોની અચિંત્ય શક્તિનો પ્રભાવ છે તે આંદોલન તૂટે છે ત્યારે, ત્યારે તેની આડે 'અહમ્' અને 'મમ'ની ભાવાત્મક દિવાલ ઊભી કરવામાં આવે છે

શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાને પૂરેપૂરો ભાવ આપવાની પાત્રતા શ્રીનવકાર ખીલવે છે આત્માના હિતથી વિશ્વનુ હિત અલગ નથી એ સત્ય શ્રીનવકાર સમજાવે છે

આત્માનુ હિત એટલે સમભાવરમણુતા

સમભાવરમણુતા જાગે એટલે સર્વના હિતનો નિર્મળ ભાવ, સ્વાભાવિકપણે હૃદયગત થાય

દુઃખથી મુક્ત થવાના એકાગી પ્રયત્નો પ્રત્યેનો ભાવ, શ્રીનવકારની આરાધના તરફ વળે છે ત્યારે જ આરાધકને સમન્વય છે કે, 'સુખપ્રાપ્તિનો આ માર્ગ બરાબર છે'

નમસ્કારભાવ સિવાયના કેવળ બાહ્ય પ્રયત્નો વડે શુભભાવને લાયકનુ વાતાવરણ કોઈ પણ સયોગોમા બરાબર જામી શકતુ નથી

શ્રીનવકાર એ વિશ્વનો પ્રાણ છે એવુ બરાબર સમજાયા પછી એના આરાધકને વિશ્વહિતની પ્રધાનતાવાળા જીવનની લગની લાગે છે વિષય-કષાયલીના જીવનને, સાચુ જીવન સમજીને આવકારતા તે આચકો અનુભવે છે ઘણા જીવોની વિરાધનાના મૂળવાળા એવા જીવનમા તેને કશો રસ રહેતો નથી એવા જીવનમા તે યથાર્થ જીવનની બરબાદી નિહાળે છે

બરબાદીમા આબાદી અવલોકે તે મિથ્યાત્વી

શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાને લાયકના જીવનનો

પક્ષપાત, બધા જીવોને એવા જીવનમા રસવાળા બનાવવાની અદ્ભુત પ્રેરણા આપે છે.

શ્રીનવકારના આલબન વડે એ કાર્યમા અણધારી સફળતા સાંપડે છે.

વિશ્વમા પોતાના દુર્ભાવની ઝેરી હવા ન ફેલાય એવી ભૂમિકાવાળા જીવનની શોધ શ્રીનવકારમા થઈ શકે તેમ જ એવુ અનુપમ જીવન શ્રીનવકારની આરાધના વડે પ્રગટાવી શકાય પણ છે

લોકમા આજ સુધી એવો કોઈ આત્મા થયો નથી કે જે શ્રીનવકારની આરાધના સિવાય એકાએક ઊંચે આવીને પરમપદને વર્યો હોય તેમ જ ભવિષ્યમા એવો કોઈ આત્મા થવાનો પણ નથી

શ્રીનવકારમા જે વિશ્વમગલકર પ્રભાવકતા કાર્ય છે તેની અસીમ શક્તિ, આત્માની અનત શક્તિને જાગૃત કરવામા ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે

આત્માના ઊંચામા ઊચી શક્તિને પ્રગટ કરવાનુ ઊચામા ઊચુ જો કોઈ સાધન હોય તો તે વિશ્વપ્રાણ શ્રીનવકાર છે

તે શ્રીનવકારના ઉપયોગમા તેમ જ આરાધનામા જેટલો વિવેક જળવાય છે, તેટલા પ્રમાણમા તેનો પ્રભાવ, આત્માના સ્વભાવને પ્રગટ કરવામા કામિયાબ નીવડે છે

શ્રીઅરિહત પરમાત્માના ભાવને થતો નમસ્કાર

આપણા ભાવમાના દોષોને દૂર કરે છે. જીવના જીવત્વને સન્માનવાની ભાવનાને અક્રિય બનાવે છે

મહાસતીના સતની જેમ મહાસત્ત્વશાળી આત્માનો ભાવ, વિશ્વને કલ્યાણના મહાભાવ વડે ભરી દે છે શ્રીનવકારની આરાધનાના પ્રભાવે મહાસત્ત્વનુ જે ઉર્ધ્વીકરણ થાય છે તેમા નરાય લોકકલ્યાણનુ સગીત ગૂજતું હોય છે

સવ કલ્યાણના ભાવના મહાસાગર સરખા શ્રીનવકારનુ જીવમાત્રને શરણુ મળો ! નમસ્કારભાવની સાચી લગની સહુના અત કરણમા જાગો !

વિશ્વમા રહેલા જીવોના પ્રાણસ્વરૂપ શ્રીનવકારમા આત્માનુ અનલ ઘર શોધવાની કળા પ્રત્યે, પુણ્યશાળીઓનો જીવનપ્રવાહ ગતિમાન બનો !

卐

# કલ્યાણસાગર શ્રીનવકાર

નમસ્કારભાવજન્ય સત્ત્વ, આરાધકને મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એ ચારમાથી કોઇને કોઇ એક ભાવનામા રાખે છે

આ ચાર ભાવનાના પ્રભાવે ભવ શોષાય છે, ધર્મ પોષાય છે

ભવનુ શોષણ એટલે વિરાધકભાવનો પરાજય, ધર્મનુ પોષણ એટલે આરાધકભાવનું પાલન

આત્મભાવની વિરાધનાથી બચાવનાર અને સર્વોત્તમ ભાવની આરાધનામા જોડનાર શ્રીનવકારને આપણે સમર્પિત થઈએ છીએ એટલે આપણો કર્તૃત્વભાવ શ્રીનવકારના ભાવની અસરવાળો બને છે, આપણા જીવનને અનાદિથી વળગેલા મહામોહજન્ય કુસંસ્કારોથી નિરાળો પડે છે

શ્રીનવકારનો યોગ, આપણને સમર્પણભાવની જે ભૂમિકાને લાયક બનાવે છે, તે ભૂમિકા ઉપર રહીને આપણે શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞાની આરાધનામા જે ભાવ ભેળવી શકીએ તેવો ભાવ ભેળવવા માટે તેમ જ પ્રગટ

કરવા માટે અન્યથા કેટલો પરિશ્રમ કરવો પડે છે તે જેમને શ્રીનવકાર નથી મળ્યો તેમજ નમસ્કારભાવનો યથાર્થ મહિમા હૃદયગત નથી થયો તેમના જીવન જેવા-વાચનાથી આપણને એ જરૂર સમજાશે કે શ્રીનવકારને પામેલો મહાપુણ્યશાળી આત્મા, નિષ્ઠાના બળ વડે નમસ્કારભાવ ખીલવીને માનવજીવનની યથાર્થ સફળતા સાધી શકે છે, તેમા જેટલો હિસ્સો તેના પ્રયત્નનો હોય છે તેનાથી કઇ ગુણો અધિક હિસ્સો નમસ્કારભાવના પ્રભાવનો હોય છે, શ્રીઅરિહંત પરમાત્માના સ્વાભાવિક સર્વોચ્ચ આત્મભાવના પ્રભાવનો હોય છે

શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના પ્રભાવનો જે સર્વોચ્ચભાવ શ્રીનવકારમા રહેલો છે, તેના વડે પ્રભાવિત થનારા મહાન આત્માઓને એ સ્પષ્ટ સમજાય છે કે, આપણે આપણા પોતાના ભાવની અસર નીચે રહીને જ દબાયા છીએ, નીચે ઉતર્યા છીએ, આપણા તે ભાવને જો આપણે શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોના ભાવને સમર્પિત કરી શકીએ અથવા ભાવથી શ્રીનવકારને શરણે રહીએ તો આપણું જીવન આત્માના સ્વાભાવિક સર્વહિતકર ભાવનુ વાહક બની જાય અને આપણા પ્રાણોમા શ્રીતીર્થંકર પરમાત્માની આજ્ઞાની આરાધનાની ઊંચી યોગ્યતા પ્રગટે

યોગ્યતાના પ્રગટીકરણ અર્થે અયોગ્ય સબધોથી વિરમવું પડે છે

મહુથી મોટી અયોગ્યના મિથ્યાદૃષ્ટિ જન્માવે છે આપણને જોવાની સાચી દૃષ્ટિ આપણામા ત્યારેજ ઉઘડે છે, જ્યારે આપણા અતકરણમા શ્રીનવકાર ખુમ-ખુબ ઘુટાય છે તે પછીજ દૂધ અને પાણીની જેમ આપણા આત્માનો ભાવ 'હુ'થી અલગ પડતો આપણને દેખાય છે, સમજાય છે ક્યા, ક્યારે 'હુ' ફાવી ગયો અને આત્મભાવને ઝાખપ લગાડી ગયો તે તેમજ ક્યા, ક્યારે 'હુ' આત્મભાવને આધીન થયો અને સર્વાત્મભાવનો જયજયકાર ગજવવામા સામેલ થયો તે આપણને બરાબર સમજાય છે

સકલ લોક સાથે સબધ ધરાવતા શ્રીનવકારનો સબધી લોકસબધ નકારે તો શ્રીતીર્થંકર પરમાત્માના સર્વોચ્ચ ભાવને ભજવાની આતરિક યોગ્યતાનો અધિકાર તે ઝટ ન પામી શકે

મેળવવા અને પામવામા ઘણુ મોટુ અતર છે અથવા તે બે વચ્ચે કોઈ સામ્ય નથી એમ પણ કહી શકાય

મેળવવાનો ભાવ પરદ્રવ્યના પ્રભાવની અસર નીચે લાવે છે પામવાની ભાવના આત્મદ્રવ્યની શક્તિને વધારે છે

નમસ્કારની ક્રિયા એ નમસ્કાર્યોના ભાવને પામવાની સર્વોત્કૃષ્ટ ક્રિયા છે આત્મામા રહેલા સર્વમૈત્રીભાવને પ્રગટ કરવામા શ્રીનવકાર અજોડ છે

તેની આડે આપણી પોતા પ્રત્યેની મમતા જો કશી

ડખલ ન કરે તો તે પોતાનો ભાવ ફેલાવવામા સર્વશ્રેષ્ઠ પુરવાર થાય છે

શરૂઆતમા તે જીવતત્ત્વની ઓળખ કરાવે છે ઓળખાણુ થાય છે એટલે પ્રમોદભાવ સક્રિય બને છે પોતાના સ્નેહીનુ અશુભ ચિંતવતા આપણી સમજના હાલી ઉઠે છે, ત્યારે આચકો અનુભવે છે તે જ બતાવે છે કે અશુભ ચિંતનના તે કાર્યમા આત્મભાવની સીધી સહાય મળી શકતી નથી

મૈત્રીભાવનાના ઉદય પછી જો પ્રમોદભાવના માટે પ્રયત્ન કરવો પડે તો સમજવુ કે મૌલિક મૈત્રીભાવ પાકયો નથી અથવા તો તે ભાવનાની આસપાસ આપણા સ્વાર્થે જુદી જુદી પ્રકારના મનોરથોની જાળ પાથરેલી છે

નમસ્કારભાવજન્ય મૈત્રીભાવ, કશા પણુ બદલાની લેશ માત્ર અપેક્ષા સિવાય જીવ માત્રના કલ્યાણુનો મિત્ર બની જાય છે તે ભાવનાને કોઇનાય અકલ્યાણુમા સુદ્દલ રસ રહેતો નથી

એવી મૈત્રીભાવનામાથી જ પ્રમોદભાવના પ્રગટે છે તેમા એક સમયના કટ્ટરમા કટ્ટર શત્રુને પણુ હસાવવાનુ સામર્થ્ય હોય છે શુભભાવમા સક્રિય બનાવવાની ક્ષમતા હોય છે

પ્રમોદભાવનામા આત્માનો આત્મા પ્રત્યેનો

શુભભાવ હર્ષના રૂપમા વ્યક્ત થાય છે

મૈત્રીભાવના સિવાયની પ્રમોદભાવના મોટા ભાગે રાગમા પરિણમે

તે રાગ, આપણને સહુના બનતા અટકાવે

પ્રમોદભાવના હોય ત્યા અનુમોદકભાવ પણ હોય

અનુમોદકભાવ એટલે દાન-શીલ-તપ અને ભાવરૂપ ધર્મની ખૂબ-ખૂબ પ્રશસા કરવાનો આતરિક ઉલ્લાસ

જીવના હિતની નાની સરખી વાત સાભળતા પણ જેનુ હૈયુ અમાપ હર્ષ અનુભવે, જેને કરોડોની કમાઈ કરતા પણ અધિક હર્ષ તે સમયે થાય તે જીવનો મિત્ર પણ ગણાય અને જીવના હિતનો પક્ષકાર પણ ગણાય

જ્યા જ્યા જીવના હિતનો પક્ષ થતો હોય, ત્યા ત્યા નમસ્કારભાવ હોય જ

અહકારનો આફરો ઊગે છે ત્યારે જીવને ઓળખી શકાય છે, તેની સાથેની મૈત્રીનુ મૂલ્ય આકી શકાય છે, તેના ગુણની પ્રશસા સ્વાભાવિકપણે થઈ જાય છે

ફળ પાકયુ ત્યારે કહેવાય, જ્યારે તેમા રસ છૂટે

તેમ પ્રમોદભાવના પાકે છે એટલે તેમા કરુણારૂપી રસ છલકાય છે

એ રસનુ બીજુ નામ છે સર્વજીવહિતવત્સલતા

એ રસ જે આત્મામા છલકાતો હોય છે, ત્યાં સ્વાર્થની ચીકણી ગાઠ ટકી શકતી નથી, મમતાની ઝેરી હવા સમતા વડે ધોવાઈને શુદ્ધ થઈ જાય છે પરહિતમાં વધુમા વધુ ઉપયોગી થઈ રહેવું એ કરુણાવાસિત હૈયાવાળા આત્માનુ પ્રધાન લક્ષણ છે

કરુણાભાવનાની ભૂમિકાએ પહોચેલો આત્મા, શ્રીનવકારને યાદ કરતી વખતે પોતાને ભૂલી જાય છે, દેવાધિદેવની પરમતારક નિશ્રામા તેને પોતાનુ મુદ્દલ સ્મરણ રહેતું નથી.

જગતના સર્વ જીવોને ખૂબ જ નજીકથી જોવાની પવિત્ર અને વ્યાપક દૃષ્ટિ કરુણાના રસ વડે ખુલે છે

જીવ, જીવને વધુ નજીકથી જોતો થાય એટલે તેનો પોતા પ્રત્યેનો રાગ અને પર પ્રત્યેનો દ્વેષ નિર્મૂળ થતો જાય છે

કેરીને પકવવામા જેટલો ભાગ ગ્રીષ્મનો તાપ ભજવે છે તેના કરતા અનેકગુણો અધિક ભાગ કરુણા રસને પકવવામા ત્રણ જગતના જીવોની તે તે કાળની ભવસ્થિતિનુ ગભીર ચિંતન ભજવે છે

કરુણાનો ભાવ જીવનુ નિકટવર્તીત્વ એટલે શું અને કરુણાનુ કર્તૃત્વ એટલે શું તે સ્પષ્ટ સમજાવે છે

જ્યા ભારોભાર કરુણા ઉભરાય છે એવો મહાસત્ત્વ સપન્ન આત્મા જ્યારે પણ કોઈ વિચાર કરતો હોય છે

ત્યારે તેને તે કરુણાના પ્રભાવે એમ જ સમજાય છે કે જગતના જીવો અને મારા વચ્ચે અત્યારે જે અંતર છે તે જેમ બને તેમ જલ્દી ઓછુ થાય તે સિવાયનો બીજો વિચાર હું કઇ રીતે કરી શકુ ?

આવી યથાર્થ સમજમાથી પ્રગટતી ક્રિયામા કારુણ્ય પ્રભા એ હદે છલકાતી હોય છે કે તેની અસર ઘણા કાળ સુધી ટકી રહે છે

કરુણાના કર્તૃત્વ અને પ્રેરકત્વમા પૂરી નિષ્ઠા સિવાય મો ટચના નમસ્કારભાવનો વીર્યોલ્લાસ ભાગ્યે જ પ્રગટે

કારુણ્યભાવસભર આત્માની તારકનિશ્રાનો શુભ યોગ થાય છે ત્યારે જીવને સમજાય છે કે તે કેવી રીતે અસર કરી જાય છે ?

કરુણાનુ કામ, જીવના જીવ પ્રત્યેના ભાવને જીવત રાખવાનું હોય છે

પ્રમોદ ભાવનામાથી પ્રગટેલી કરુણાભાવના જીવને પોતા પ્રત્યેના રાગમા લપસતો બચાવે છે તેમ જ પર પ્રત્યેના ભાવમા અધિક સક્રિય બનાવે છે

જેટલો ફોસ કરુણાભાવનામા હોય છે એટલી જ ગહન કર્તૃત્વશક્તિ તેનામા હોય છે

કરુણા પ્રગટે એટલે 'સ્વ' ઉપર 'સર્વ'નુ સ્વામિત્વ અનુભવાય એવો મહાન આત્મા 'ત્રિભુવન'ને પોતાના

'પતિ'રૂપે સ્વીકારે, અને 'ત્રિભુવન' તેને પતિરૂપે સન્માને, પૂજે, સ્તવે, વાદે

જળ કરતા અધિક શક્તિ તેની વરાળમા હોય છે, તેમ કરુણાભાવના કરતા વધુ સૂક્ષ્મ શક્તિ માધ્યસ્થભાવનામા હોય છે.

એ ભાવનાના શિખરે પહોચવા માટે નમસ્કારભાવરૂપી લાકડીનો મજબૂત ટેકો અનિવાર્ય બની રહે છે

શ્રીઅરિહત પરમાત્માની મહાકરુણાના ધ્યાનના આલબન સિવાય આપણામા રહેલી આપણા પ્રત્યેની મમતા આપણને ભાગ્યે જ એ ભાવનાને લાયકના વાતાવરણમા એકરૂપ બનવા દે

સ્વ પ્રત્યેનો રાગ, સર્વ જીવો પ્રત્યેના ભાવ કરતા સહેજ પણ વધે નહિ, તેમ જ જગતના સર્વ જીવોના હિતથી અલગ, સ્વહિતમા જેનો કોઇ વ્યાપાર રહે નહિ તે મહાસત્ત્વવત આત્મા, માધ્યસ્થભાવનો અનુભવી બની શકે

આત્માને ઓળખવાની આખ સરખો નમસ્કારભાવ પ્રગટે છે ત્યારે જીવને અનાદિથી વળગીને રહેલો અહકાર ભાવ આપોઆપ ઢીલો પડી જાય છે, તે ઢીલો પડતો જાય છે તેમ તેમ, આત્માનો જગતના જીવો પ્રત્યેનો શુભભાવ અધિક નિર્મળ તેમ જ સક્રિય બને છે

આત્માનો શુભભાવ પોતા પૂરતો જ વપરાતો ન

રહે તેના સતત ઉપયોગવાળી દશા માધ્યસ્થભાવનામા પ્રગટતી હોય છે

કરુણાભાવનાના બળ સિવાય પોતામા માધ્યસ્થ્ય કેળવાતું નથી પ્રમોદભાવના પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે તેનું કરુણાભાવનામા રૂપાંતર થાય છે મૈત્રીભાવનાના વિકાસમાથી પ્રમોદભાવનાનો જન્મ થાય છે

અને એ બધુ શ્રીનવકારની વિધિ-નિષ્ઠાપૂર્વકની આરાધનાના પ્રભાવે શક્ય બને છે

નમસ્કારભાવની આરાધના સિવાય, પરહિતને નકારવાની અનાદિ અવિદ્યાજનિત વૃત્તિ ભાગ્યે જ મોળી પડે છે

ગડાપોધની આડે મજબૂત શિલાબંધ જે અવરોધ પેદા કરે છે તેના કરતા વધુ મોટો અવરોધ, સર્વજીવહિતપરાયણતાની આડે પોતા પ્રત્યેની — મમતા જન્માવે છે

શ્રીનવકારની તારકનિશ્રામા રહેવાય છે એટલે તે મમતા અળગી થાય છે, તેનો એક પગ પણ અંદર સ્થિર રહી શકતો નથી, અને તે સર્વ જીવના હિતના હકારરૂપ સમતામા બદલાય છે

સમતાભાવ સચ્ચારિત્રના મહામૂલા બીજરૂપ લેખાય છે

જગતમા જીવ માત્રના કલ્યાણની ઉત્કૃષ્ટ મંગલ ભાવનાપૂર્વકના પવિત્ર, નિર્દોષ, અપ્રમત્ત અને વ્યાપક જીવનની યથાર્થ તાલીમ આત્માને તે અવસ્થામા મળતી

રહે છે જીવ માત્રના કલ્યાણના જીવંત મહાકાવ્ય સરખી પ્રભાવવતી અને પ્રેરક એ દશા હોય છે દ્રવ્યજયણા જેટલી જ ઊંચી ભાવ-જયણા એ અવસ્થામાં પ્રગટતી રહે છે

શ્રીજિનેશ્વર ભગવાનની આજ્ઞા અને ભાવના વચ્ચેનો અભેદ એવી અવસ્થાએ રહેલા મહાત્માઓ સાધી રહ્યા હોય છે

જીવને, જે અવસ્થાએ પહોંચ્યા પછી જગતના સર્વ જીવોના કલ્યાણનો ભાવ સ્વાભાવિક જણાતો હોય છે, એ અવસ્થામાં એટલું બળ હોય છે કે તેના પ્રભાવે ઘણા પાત્ર આત્માઓ આત્મભાવમાં નિષ્ઠાવાન બની અનેકને સહાયક થતા હોય છે

— તો પછી એ ભાવમાં કેટલી અમાપ શક્તિ હોવી જોઈએ કે જેના સર્જનરૂપ — અવસ્થામાં — આવી પ્રેરકતા અને તારકતા હોય છે ?

મહાકરુણાની સ્વાભાવિક મહાશક્તિમાં જે સંદેહ જન્મે છે તેના કારણમાં ઊંડા ઊતરતાં એ સ્પષ્ટ થાય છે કે, 'આપણને ઓછામાં ઓછી નિષ્ઠા આત્માના સર્વજીવ હિતકર શુભભાવની અચિંત્ય શક્તિમાં અને અધિકતર નિષ્ઠા એકલપેટા સ્થૂલ પ્રયત્નોના પરિણામમાં હોય છે'

દેવ અને ગુરુની ભક્તિ એ સર્વ શ્રેષ્ઠ શક્તિ (ધર્મ)નું મહા કેન્દ્ર છે એ હકીકતનો તથ્યપૂર્વક સ્વીકાર પણ ન થઈ શકતો હોય એવા માનસિક વાતાવરણ વચ્ચે શ્રીનવકારને સમર્પિત થવામાં

આપણા આપણે એવી ઉત્સુકતા દાખવી શકે તે વિચારણીય મુદ્દો છે

જેને મનમા વસાવનારનુ પણ અમંગલ થતુ નથ
તેવા શ્રીનવકારમા ઓતપ્રોત થવાનો ભાવ જાગે તો પુણ
મોટો લાભ થાય એ એકને એક બે જેવી સ્પષ્ટ હકીક
હોવા છતા આપણે માળા મૂકી દીધા પછી મનને પ
મૂકી (છૂટુ) દઈએ છીએ એમ કહેવામા લેશ અતિ
શયોક્તિ જણાતી નથી

સર્વકલ્યાણભાવનો જે મહાસાગર છે તે શ્રીનવકારમ
નરવાથી જે ભાવ પ્રગટે તે ભાવમા તારકતા હોય જ

એ ભાવને શરણે જવાનુ શ્રીનવકાર શીખવે
એ ભાવમા એકરૂપ થઈ જવાની આંતરિક યોગ્યત
શ્રીનવકાર જગવે છે

આપણામાથી બહાર નીકળીને જો આપણે શ્રીન
કારના ભાવમા દાખલ થવાનો ભાવ કેળવીએ તો શ્રીન
કારનો શાસ્ત્રકાર ભગવંતોએ જે કાંઈ મહિમા વર્ણ
છે તે આપણને કેવળ 'મહિમા'રૂપ ન સમજાતા નો રુચ
સત્યરૂપે પ્રતીત થાય.

આપણે આપણામા ખેચાતા ગયા અથવા સહજમળ
આપણને આત્મભાવથી અલગ પાડતુ ગયુ તેમ તેમ આત્માના
(ધર્મ)ની અચિંત્ય શક્તિના પ્રભાવનાં જે વર્ણનો ઉપકારી
વતોએ વિવિધ ગ્રન્થોમા કર્યા છે તેમા પણ હકીકતનુ દર્શન થ
બદલે આપણને 'ઉપચાર' દેખાયો

આપણામા રહેલી હૃદયશૂન્યતાનો આ સીધો પ્રત્યાઘાત છે

અન્યથા શ્રીજિનેશ્વર ભગવતોના સર્વોચ્ચ આત્મ ભાવના પરમપ્રભાવની અજોડ તારકતામા આપણે ઔપચારિકતાનો આરોપ કરવા સુધી ખેચાઇએ તે ન બને

અકલ્યાણભાવને પોષનારા સહજમળના મૂળથી અલગ પાડીને, સર્વકલ્યાણભાવના મહાસાગર સરખા આત્માના ભાવ સાથે જગતના સર્વ જીવોનો સબધ કરાવનારા શ્રીનવકારમા જ્યા સુધી શ્રીજિનેશ્વર ભગવાનના હૃદયનુ દર્શન ન થાય ત્યા સુધી, હૃદયના આસનનો કબજો જમાવીને બેઠેલો 'હુ' ઝખવાણો પડીને ત્યાથી ખસી જવાની ઉતાવળ ભાગ્યે જ કરે

'અહી તો છે હવા ત્રિભુવનના સકળ જીવોના હિતની ચિંતાની નથી કોઈ પૃચ્છા વાત પોતાની, નથી પડી કોઇનેય પોતાના નામની, પોતાના પરાક્રમની પોતાના સુખની'

એવી હવા વચ્ચે 'હુ' એકલો જીવી શકતો જ નથી, તેને બધાના કલ્યાણના કારણરૂપ શ્રીજૈનપ્રવચનના સારરૂપ શ્રીનવકારનુ આલબન તે સમયે સાકરથકી પણ સવાયુ લાગે છે, અમૃતમીઠુ લાગે છે અને તે શ્રીનવકારમા રહેલા ભાવ સિવાય, બીજે દાખલ થવાની તેની વૃત્તિ ઓસરી જાય છે

પોતાના કલ્યાણની ચિંતા એ યથાર્થ ચિંતન સ્વરૂપ

ત્યારે જ બને છે જ્યારે તેમા જગતના બધા જીવોના હિતની ચિંતાને સ્થાન મળે છે સર્વ જીવહિતચિન્તાવિષયક ભાવના પ્રભાવે જ આત્મામા ભળીને રહેલો સહજમળ ઘસાતો જાય છે સર્વને પોતાના હિતના અંગભૂત બનાવ્યા સિવાય 'સ્વ'ના કલ્યાણની ભાવનામા ભવ્યત્વની અપેક્ષાએ સહજમળ અધિક જોર કરતો હોય છે તે મળની જડ ત્યારે જ ઢીલી પડે છે જ્યારે તેને ત્રણ જગતના જીવોના કલ્યાણની સર્વોત્કૃષ્ટ ભાવનાનો જોરદાર ધક્કો પહોચે છે

ઘણે ઊંડે સુધી ઊતરી ગએલા મૂળવાળા વૃક્ષને, અનિવાર્ય કારણોસર દૂર કરવાનુ હોય છે ત્યારે એક માણસનો પ્રયત્ન ઓછો પડે છે તેમ અનેકના હિતથી અલગ પડીને બાંધેલા અશુભ કર્મોનો સર્વનાશ સર્વના હિતની ચિંતાની સહાય સિવાય થઈ શકતો નથી

સર્વના કલ્યાણના ભાવનો અધ્યવસાય અસામાન્ય અજોડ હોય છે તે જાગે છે ત્યારે જીવનમાથી જગતના હિતને સર્વથા પોષક શક્તિ પ્રગટે છે તે શક્તિમા ત્રિભુવનક્ષેમ કરતા હોય છે

શ્રીનવકારના સબધ પછી, આપણો આપણી જાત સાથેનો સબધ ત્રિભુવનવ્યાપકત્તા ધારણ કરે છે અર્થાત્ શ્રીનવકારને ધારણ કરવાથી આપણી જાત એટલે 'ત્રિભુવન' એવો ભાવ શ્રીપચપરમેષ્ઠિ ભગવતોના ભાવના પરમપ્રભાવે આપણા આત્મામા સ્ફુરાયમાન થાય છે

એ ભાવનો પ્રભાવ આપણને, ત્રિભુવનમા રહેલા જીવોના હિતની ચિંતાથી અલગ પડતા બચાવી લે છે 'પર'નુ મૂલ્ય આપણી આખો અને અંતઃકરણમા ઘણુ વધી જાય છે તેનામા રહેલી ઉપકારતા આપણને સહુથી પહેલી નજરે ચઢે છે

મંગલનો અભિલાષી આત્મા, કષાયને પોષનારા સ્વાર્થને શી રીતે પોષી શકે ?

કારણ કે જ્યા કષાયનુ જોર હોય છે ત્યા મંગલની હવા ટકી શકતી નથી

'સર્વકલ્યાણ'ની જે હવા શ્રીનવકારના અડસઠ અક્ષરોના આતરસ્પર્શે નિર્માણ થાય છે તેની વચ્ચે વસવાથી આપણા પ્રાણોની પવિત્રતા ખીલે છે, મલીન આનયના સ્પર્શનો જોરદાર આચકો આપણું મન તે પછી અનુભવે છે તે આચકો એમ કહી આપે છે કે સર્વના હિતની શ્રેષ્ઠતમ ભૂમિકા એ જ 'આત્મા'ની ભૂમિકા છે

સ્વકલ્યાણની ભાવના, ત્યારે જ પાકે છે જ્યારે તેમા નમસ્કારભાવજન્ય વિશ્વવત્સલતા ભળે છે

દેવાધિદેવ શ્રીતીર્થંકર પરમાત્માએ પ્રકાશેલુ ત્રણ જગતનુ સ્વરૂપ આપણને એ સ્પષ્ટ સમજાવે છે કે, જીવ તત્ત્વની પૂરી ઓળખ સિવાય, કોઇ જીવ આરાધનાના રાજમાર્ગ ઉપર સ્થિર બની શકતો નથી

જીવને અપાતા ભાવનું એ મહત્ત્વ છે કે તેનાથી સર્વ જીવોના હિતને અનાયાસે લાભ પહોંચતો રહે છે.

જીવની ઓળખ શિવની ઓળખમાં સહાયભૂત થાય છે.

આપણી અસલ જાતની ઓળખ શ્રીનવકાર કરાવે છે.

અસલ જાત ઓળખાય છે એટલે એક જાતિના બધા ઓળખાય છે

તે પછી તેમના હિતને ભાવ આપવામાં જે ઉલ્લાસ પ્રગટે છે તે ખૂબ જ ઊંચી કોટીનો હોય છે

નાનું પણ ધર્મકાર્ય આંતરિક તે ઉલ્લાસના પ્રભાવે ઊંચી પ્રભાવનામાં પરિણમે છે

લેનાર અને આપનાર ઉભયને ભાવથી એકમેકની વધુ નજીક લાવવામાં તેમ જ પરસ્પર વચ્ચેના સદ્ભાવને અધિક સક્રિય બનાવવામાં પ્રભાવના ખૂબ જ ઉપકારક નીવડે છે

વિશ્વપ્રાણ શ્રીનવકારની આરાધનાના પ્રભાવે જીવ જેમ-જેમ ઊંચી ભૂમિકાએ પહોંચે છે તેમ તેમ તેના ભાવમાં સ્વાભાવિક પ્રભાવકક્ષમતા પ્રગટે છે

તેના બધા વિચારોના કેન્દ્રમાં શ્રીવીતરાગ પરમાત્માની સર્વકલ્યાણકર આજ્ઞાનું અજવાળું ફેલાય છે

સાગર સિવાય પાણીદાર મોતી ન પાકી શકે, તેમ શ્રીવીતરાગ પરમાત્માના ધ્યાન સિવાય ઊંચો પ્રભાવક ભાવ ન પાકી શકે

શ્રીનવકારની સાથે રહેવાથી તે ભાવની સુરક્ષા થાય છે

પાપમા પ્રવૃત્તિ કરવામા જે ઓછી મહેનત કરવી પડે છે તેનુ કારણ આત્મામા રહેલો સહજમળ છે

શ્રીનવકારના પ્રભાવે તે સહજમળનો પ્રભાવ ઘટે છે અને તથાભવ્યત્વભાવનુ બળ વધે છે

આમ થાય છે એટલે પાપકાર્ય કરતા હૃદય ક્ષોભ અનુભવે છે, પુણ્યકાર્યમા હર્ષ અનુભવે છે શ્રીજિનાજ્ઞાની વિરાધનામા વેદના અનુભવે છે, આરાધનામા અમાપ આનદ અનુભવે છે

આરાધનાજન્ય મહાસત્ત્વ, જીવમાત્રના હિતમા પરિણમે

આરાધકના ભાવમા, તે સત્ત્વ સદાય આગળ રહે-રહેવુ જોઈએ

તે સત્ત્વ દબાય છે ત્યારે, જ્યારે આરાધક સસારનુ ધ્યાન ધરે છે, ચારગતિના કારણરૂપ ચાર કષાયનુ ધ્યાન ધરે છે, જીવને જીવથી અલગ રાખનારા મહામોહનુ ધ્યાન ધરે છે, સર્વના હિતથી અલગ સ્વહિતનુ ધ્યાન ધરે છે,

પરમતારક શ્રીજિનાજ્ઞા વિરુદ્ધ, સ્વાર્થની આજ્ઞાનુ ધ્યાન ધરે છે

શ્રીનવકારના અક્ષરોના ધ્યાનથી જીવનું ધ્યાન ઉઘડે છે અને સદ્‌ધર્મનુ ધ્યાન પુષ્ટ થાય છે

જીવનુ ધ્યાન શ્રીજિનેશ્વરદેવ અને તેઓશ્રીની આજ્ઞા તરફ જ ખેચાતું રહે તથા તેમા જ કેન્દ્રીભૂત થાય એટલે જીવનો, જીવ પ્રત્યેનો મૂળ ભાવ જરૂર સક્રિયતા ધારણ કરે

પરસ્પરના સદ્‌ભાવની જેમ પરસ્પરના શુભભાવ પણ સતત ક્રિયાત્મક રહેતા હોય છે

શ્રીનવકારની સાથે રહેવાથી જગતના સર્વ જીવોના કલ્યાણની ભાવનાને પોષણ મળે છે તે ભાવનાના મહા સાગર સમાન શ્રીતીર્થંકર પરમાત્માની પૂજા–ભક્તિના ધન્ય અવસર પ્રાપ્ત થાય છે ઊંચા પ્રકારના અનુષ્ઠાનો કરવાનો ઉલ્લાસ વધે છે પરમધર્મબંધુઓની ભક્તિ કરવાની પાત્રતા વધે છે 'સુખ'માં જો કાંઈ માણવા જેવુ હોય તો તે તેની વહેંચણી છે એ સ્પષ્ટ હૃદયગત થાય છે

નમસ્કારભાવ, ભવના દાવને કદી ફાવવા દેતો નથી

શ્રીપચપરમેષ્ઠિ ભગવતોની ભાવના, જીવમાત્રના કલ્યાણને પૂરેપૂરો ભાવ આપે છે એ હકીકત શ્રીનવકારના આરાધકે બરાબર યાદ રાખવા જેવી છે

ભાવનાના કેન્દ્રમા જ્યા સુધી 'હુ' રૂપી ગાઠ કાયમ રહે છે ત્યા સુધી તેમા સર્વજીવહિતવત્સલતા [illegible]

શકતી તે ગાંઠને વિખેરી નાખવાનુ કામ શ્રીનવકારના જાપમાથી જન્મતી ઉષ્મા કરે છે તે ઉષ્માને અધિક કાર્યક્ષમતા બક્ષવામા દેવાધિદેવની મહાકરુણાનુ ધ્યાન અસીમ ઉપકારક સમજાય છે

આર્તધ્યાન અને રૌદ્રધ્યાન વળગાડરૂપ છે.

ધર્મધ્યાન અને શુકલધ્યાન સ્વ-સ્વરૂપમય છે.

પહેલા બે ધ્યાનથી સહજમળની શક્તિ વધે છે

ધર્મધ્યાન અને શુકલધ્યાનથી આત્માની પવિત્ર શક્તિની સક્રિયતા અદ્ભુત વેગ ધારણ કરે છે

વિજળીની શક્તિ યન્ત્રની ચાલકતામા પ્રાણ પૂરે છે તેમ આત્માની તે પવિત્રતમ શક્તિ શ્રીજિનેશ્વરદેવના શાસનની પ્રભાવનામા અનુપમ વેગ આણે છે

જીવનો, જીવ પ્રત્યેનો પક્ષપાત તે શક્તિ વધારે છે

જીવનો પુદ્ગલ પ્રત્યેનો ભાવ તે શક્તિના પ્રભાવે આસ્તે આસ્તે સર્વથા નિર્મૂળ થઇ જાય છે, અર્થાત્ જીવ એ ભૂમિકાએ પહોચે છે કે જ્યા પુદ્ગલ પ્રત્યેનો રાગ પહોચી શકતો નથી

પુદ્ગલ પ્રત્યેનો રાગ, જીવના દ્વેષમાં પરિણમે છે

તે દ્વેષમાથી અકલ્યાણભાવના ઝેરી વાયરા જન્મે છે અકલ્યાણકર નિમિત્તોનો જોગ થાય છે જીવની, જીવ સાથેની અથડામણ વધતી જાય છે, માનવનુ જીવન કષાય પોષક સસ્થા સરખુ બની જાય છે ત્યા જનારને ભાગ્યે જ

સદ્ભાવની ચાદનીના દર્શન થાય છે શ્રીજિનવચન પ્રત્યેની ઊચી નિષ્ઠા ત્યા ભાગ્યે જ પોષાય છે શ્રીનવકારને સમર્પિત થવાની તમન્નાને યોગ્ય માનસ એવા જીવનમા ખીલી શકતુ નથી

જ્યારે શ્રીનવકારમાતાના ખોળે રમવાથી શરીરના શરીર સરખો સહજમળ આપણને સાચવી શકતો નથી આપણા ભાવ ઉપરનો તેનો અધિકાર ખલાસ થઈ જાય છે, આપણને ભરમાવવાની તેની શક્તિ નિરર્થક નીવડે છે

જગતના જીવ માત્રના હૈયે સર્વકલ્યાણનો મહાભાવ જાગો !

આત્માની મુક્તિગમન યોગ્યતાના પરિપૂર્ણ વિકાસમાં આરાધકોની આરાધનાનો વેગ વધો !

શ્રીનવકાર દ્વારા જગતના જીવ માત્રને શ્રીતીર્થંકર પરમાત્માના પરમતારક શાસનની વહેલી-વહેલી જાણ થાઓ !

જગતના બધા જીવો દ્રવ્ય અને ભાવનિરોગિતા પ્રાપ્ત કરો !

કોઈ જીવના મૂળભાવ ઉપર મહામોહની ઝેરી અસર ન રહો !

પાપનાશની સાથોસાથ તેના મૂળરૂપ સહજમળના સર્વનાશમા આરાધક આત્માઓનો વીર્યોલ્લાસ અ

વેગ ધારણ કરો !

નમસ્કારભાવજન્ય શુભભાવનું જે વાવેતર ચૌદરાજ-લોકમાં થાય છે તેના કલ્યાણકર્તૃત્વમાં શ્રીનવકારના ધારક માત્રને નિષ્ઠા પ્રગટો !

વિશ્વપ્રાણ શ્રીનવકારના પ્રત્યેક અક્ષરમાં રહેલું અમૃત, આરાધક આત્માના અમલ ભાવને સક્રિય બનાવવામાં સાર્થક નીવડો !

જીવ પ્રત્યેના જીવના શુભભાવને અભડાવનારા કષાયને પોષવાની વૃત્તિ, વિવેકી માત્રના જીવનમાંથી સર્વથા નિવૃત્ત થાઓ ! આત્મભાવના અરિરૂપ સહજમળનો મૂળમાંથી ઉચ્છેદ કરવાની શક્તિનો મહાસાગર શ્રીનવકારમાં ઘુઘવે છે તેને પોતાની સમગ્રતાનો હવાલો સોંપી દેવાના પરિણામ પાત્ર આત્માઓના જીવનમાં પ્રગટો !

પરિણામની તે ધવલધારાનો પ્રભાવ, જીવમાત્રને કલ્યાણદાયક નીવડો !

જીવમાત્રના કલ્યાણ સિવાયની ભાવના જીવના જીવન ઉપર ક્યારેય અધિકાર ન ભોગવો !

જીવનું, શિવપદસોણલું જીવંત સત્યરૂપે પ્રકાશિત થતું રહો !

- शिवमस्तु सर्वजगतः

-